ઘણી વાર કરવામાં આવે છે. કાવ્યો, નાટકો, સંવાદો, નવલકથાઓ, વાર્તાઓ, રૂપકો, નિબંધો અને બીજા એવા લેખો; એટલાને આ બીજા અર્થમાં સાહિત્યના કુંડાળામાં દાખલ કરવામાં આવે છે; એટલે આ બીજા અર્થની મર્યાદામાં તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ વગેરે અનેક જાતનાં ગૌરવવાળાં સાહિત્યનો સમાવેશ થતો નથી. કોઈ પ્રસંગે કયા અર્થમાં સાહિત્ય શબ્દ વાપરવો એ લખનારની મરજી ઉપર છે. પણ વિષયનો અર્થ સંદિગ્ધ રહેવાથી, ઘણી ભ્રાન્તિ, અને ભ્રાન્તિને લઇને ઘણા નકામા વાદ ઉત્પન્ન થાય છે. આ મંડળ 'સાહિત્ય' નો વિપુલ ને વ્યાપક અર્થ લઈને પોતાનો ઉદ્યોગ આદરે છે એટલું જ કહેવું બસ છે. બીજી પરિષદના વિદ્વાન પ્રમુખે કહ્યું છે તે પ્રમાણે ગુજરાતી ભાષાનું સાહિત્ય એટલે ગુજરાતી વાઙ્મય સમજવાનું છે.

આ પ્રમાણે લક્ષણબંધી કર્યા પછી, આવી પારષદે કરવાનાં કર્તવ્યો શાં તેની સીમાનું ડોળિયું કરવું સુગમ પડે છે. પ્રથમ તો હાલનું એટલે આપણા પૂર્વજોએ તથા આપણે પેદા કરેલું સાહિત્ય-ધન શું છે, તે કેવા પ્રકારનું ને કેવી કિંમતનું છે, તેનું આપણે ખરેખરું ને પૂર્ણ જ્ઞાન મેળવવું એ ઘણું અગત્યનું છે. ગુજરાતી જૂના સાહિત્યનો ઘણો ભાગ હજુ ખૂણેખાંચરે પડ્યો પડ્યો ઊધઇનું પોષણ કરે છે. માટે તેવું જીર્ણ ને જૂનું સાહિત્ય કેટલું છે, તેની પ્રથમ નોંધ કરાવવી જોઇએ. પછી તે હાલના પ્રગટ થયેલા સાહિત્યની બાજુએ એક સ્થળે આપણને સ્વાધીન રહે ને તેનો લાભ આપણા સાક્ષરોને મળે તેમ કરવું જોઈએ. ઘણો ખર્ચ કરતાં પણ આ પ્રયાસને સફળ થતાં કેટલોક લાંબો કાળ લાગશે. લગભગ ૩૫-૪૦ વર્ષ થયાં, પણ હજુ સંસ્કૃત જીર્ણ પુસ્તકોની શોધખોળ પૂરી થઇ નથી. આ પ્રમાણે એક દિશાએ એ ઉદ્યોગને ચાલતો કરી બીજી દિશાએ તેના જેવો પણ તેથી વધારે કઠણ ઉદ્યોગ છે, તે ગ્રહણ કરવો જરૂરનો છે. હજુ વાર્તાઓ, રાસડાઓ, રાસો, ગાનો, કવિત, લોકકથાઓ, લોકગીત, ઈત્યાદિ રૂપે ગુજરાતી ઘણું સાહિત્ય માણસના સ્મરણરૂપી નાશવન્ત આધારે રહેલું દિન પર દિન ક્ષય પામતું જાય છે. તેને કાગળ ઉપર ને અક્ષરરૂપમાં લાવવું એ આવી પરિષદનું બીજું કર્તવ્ય છે. સ્વર્ગવાસી ફરામજી બમનજી માસ્તરે એક વાર આવો પ્રયાસ કર્યો હતો. તેમની રચેલી, 'ગુજરાત ને કાઠિયાવાડની

વાર્તાઓ ઉપરથી આવું સાહિત્ય કેટલું બધું મૂલ્યવાન છે, તેનો ખ્યાલ આવે છે. આ પણ લાંબા પ્રયાસ અને મોટા ખર્ચનું કામ છે. આની સાથે જૂના તામ્રલેખ, શિલાલેખ, પાળિયા, સિક્કા અને હરેક જાતની જૂની વસ્તુની શોધ કરી આપણા પૂર્વજો અને પૂર્વ ઇતિહાસનું જ્ઞાન દહાડે દહાડે પૂર્ણ કરવાનો શ્રમ લેવો, એ પણ આ પરિષદોનાં કર્તવ્ય પૈકી એક છે. આ પ્રયાસોમાં આપણા જૈન-બંધુઓના એ જ દિશાના પ્રયાસથી આપણને ઘણી સહાય મળવાની આશા છે. આપણાં સાધન અને આપણા કાર્ય કરનારા થોડા છે, માટે દેશની બીજી આવા જ લક્ષવાળી સંસ્થાઓ જોડે એકાર્થતા કરી પ્રયાસ કરવાથી સર્વને સુગમતા અને લાભ છે.

આ પ્રયાસો આરંભવાને સારુ તથા તે સતત જીવતા રાખવાને તથા સફળ કરવાને સારુ એક-બે મંત્રી તથા કાયમ કમિટીની સંસ્થા રચવી જરૂરી છે. એટલું જ નહિ પણ તેને નાણાંરૂપી પૂર્ણ સવડ ગુર્જરસાહિત્યના પ્રેમીઓએ કરી આપવી આવશ્યક છે. આ પ્રથમ પાયો રચ્યા વગર દર્શાવેલું ફળ મળવાનો ઘણો થોડો જોગ છે.

પરિષદે પોતાનાં કર્તવ્ય સાધવાને આવી સ્થાયી ઘટના રચ્યા ઉપરાંત પણ બીજી દિશાઓએ પોતાની નજર સતત રાખવી પડશે ને તે ભણી પણ શ્રમનો વ્યય નિરંતર કરવો પડશે. આવી પરિષદના પ્રમુખની યોજના જો વર્ષ કે બે વર્ષ અગાઉથી કરવાનું બનતું હોય, તો તે પ્રમુખના આસન અને મુખથી અથવા બીજા શિષ્ટજનના મુખથી ગુજરાતી સાહિત્યની બધી વર્તમાન સ્થિતિનું એક સમગ્ર પટદર્શન થોડે થોડે કાળાન્તરે આપણને મળી શકે વળી જગતના સંસ્કારી દેશોમાંના એકાદનું સાહિત્ય લઈ, તેની જોડે સરખામણી કરવાથી આપણા ગુજરાતી સાહિત્યના કયા કયા પ્રદેશ સારા ખેડાયા છે, કયા હજુ સમૂળગા ઉજ્જડ છે, કયામાં થોડો કે ઘણો આપણે પ્રવેશ કર્યો છે, ને કયાને આપણે હાથ પણ અડકાડ્યો નથી, એ વગેરેનું સમગ્ર દર્શન આપણા સાક્ષરોના મુખથી પરિષદ આગળ આવી શકે અને તેથી પણ ઘણો અમૂલ્ય લાભ આપણા સાહિત્યને મળી શકે. વળી આપણા ભરતખંડવાસી બન્ધુઓના સાહિત્ય જોડે સરખામણી કરવાથી પણ સારો લાભ આપણને મળી શકે, માટે દરેક પરિષદના કર્તવ્ય પૈકીનું આ કર્તવ્ય છે, એમ ગણના થવાની જરૂર છે.

આ પ્રમાણે સમર્થ પુરુષોના હસ્તે કાળે કાળે ગુજરાતી સાહિત્યનું સમગ્ર દર્શન થવાથી સાહિત્યની ખિલવણી તથા વૃદ્ધિ સારુ સાર્વજનિક ઉપાય શા કરવા, તે વિષે આપણને માર્ગ સૂઝશે. એમ માલૂમ પડવાનો સંભવ છે કે, કેટલાક પ્રદેશો જે હાલ પડતર ભૂમિ જેવા છે, તે આપણા કેટલાક બન્ધુઓ પોતપોતાની મેળે જ ખેડવા ઉપાડી લેશે, અને તેમાં મંડળીના મેલનથી કરવાનું કાંઇ નથી. કેટલાક ભણી આપણા ભાઇઓનું માત્ર લક્ષ દોરવાને થોડો પ્રયત્ન કરવો પડશે, કેટલાક પ્રદેશો તો નૈસર્ગિક પ્રેરણાવાળા અલૌકિક જનો મળશે તો જ ફળદ્રૂપ થશે; અને વિદેશી જ્ઞાનરૂપી ખાતરની જે પ્રદેશોમાં અપેક્ષા છે, તે પ્રદેશોમાં આવી સાહિત્ય પરિષદે ઉપાડવાનો ભાર વિશેષ માલૂમ પડશે. આ રીતે ગુર્જર સાહિત્યને પોષક અને મનોરંજક ક્ષેત્ર અને વાડી બનાવવાનો પ્રયત્ન હરેક ગૂર્જર કરશે એવી આપણી સંપૂર્ણ ઉમેદ છે. તેમાં વિશેષ કરીને આપણા વિદ્વાન અને સંસ્કારી પુરુષો પોતાના ભાગનો ભાર અથવા તે કરતાં પણ વધારે ભાર ઉપાડવાને આનાકાની નહિ કરે એમ માગવાનો આપણો હક્ક છે. જ્યારે આપણા વિદ્વાન ને સંસ્કારી પુરુષો હાલ કરતાં વધારે વધારે સંખ્યામાં ને ઘણી હોંશથી આ કામમાં મંડશે, ત્યારે ગુર્જર ભાષાનો રથ કડકડાટ દોડશે. આ કર્તવ્યો કાયમની સંસ્થા વગર બનવાં અશક્ય છે. ગમે તે રીતનો પ્રયત્ન કરવામાં આવે, તો પણ એક વાત સ્મરણમાં રાખવાની અતિશય જરૂર છે, તે એ કે નૈસર્ગિક કે મૂળ સ્વતંત્ર ગ્રંથો ગુજરાતીમાં રચાય, તો જ આપણું શ્રેય થશે. જગતનું સર્વ જ્ઞાન અને વિજ્ઞાન ભાષાંતર દ્વારા કે એવી જ રીતે આપણે આપણા દેશમાં વસાવવું એ ઘણું ઉપયોગી છે. પણ જ્યારે આપણો અન્તરનો આત્મા જાગૃત થઈ પોતાના મમત્વનો વિકાસ કરી, બહારનું બધું જ્ઞાન, વિજ્ઞાન, વિચાર પોતાના કોઠામાં ઉતારી, તે જ્ઞાન અને લાગણી પોતાનારૂપ કરી, પોતાની અન્તરની વાણી વડે તે બતાવી શકશે, ત્યારે જ આપણા સાહિત્યનો તેમ જ આપણા જનસમૂહનો ઉદય થયો સમજાશે. અનુકરણથી કોઇ પ્રજા મહત્ત્વને પામી નથી, ને પામનાર નથી.

## ભરતખંડની એક ભાષા

આપણા વિસ્તીર્ણ ભરતખંડમાં એક ભાષા થવી ઇષ્ટ ને શક્ય

છે કે નહિ, ને તે થવાનો હાલ સંભવ છે કે નહિ, તે વિષે મેં મારા વિચાર અન્ય સ્થળે જણાવ્યા છે. એ વાતને છ માસ વીતી ગયા છે, પણ વચમાળામાં એ અભિપ્રાયમાં ફેરફાર કરવા જેવું કંઇ સબળ કારણ મને મળ્યું નથી. કાળાંતરે શું થશે તે ભાખવાની મારામાં શક્તિ નથી; પણ ફરી ફરીને મનન કરતાં મારો એ વિચાર દૃઢ થતો જાય છે. આપણું ૮૦૦ વર્ષનું સાહિત્ય જે આપણા આજ લગીના જીવનનો આદર્શ છે, જેનું બળ ને અબળ આપણી રગે-રગમાં વ્યાપી રહ્યું છે. જે સાહિત્ય આપણા પૂર્વજોના નિરંતર વ્યાપારથી ઘડાયું છે, જે સાહિત્ય અક્ષત જાળવવા અને વધારવાના સંકલ્પથી આપણા વૃદ્ધોએ આપણને વારસામાં આપ્યું છે, તેને ભરતખંડના ઐક્યની ભાવનારૂપી વેદી પર હાલ તરત અર્પી દેવાને મારું મન હા પાડી શકતું નથી. જે ઐક્ય ઉપર કેટલાકનું મન હાલ મોહી જાય છે, તે મારે સર્વથા માન્ય છે. પણ ગુજરાતી, મરાઠી, બંગાળી, તેલંગી, તામીલ વગેરે બધી વર્તમાન ભાષાઓના સાહિત્યના દેહોનો ભોગ આપ્યા સિવાય એ મેળવવાનો બીજો માર્ગ છે કે નહિ, તે ઠંડા મગજથી વિચારવાનું છે. મારા નમ્ર વિચાર પ્રમાણે હાલની સ્થિતિ જોતાં, સામ્રાજ્યરૂપી ઐક્ય સાધવાનો પ્રયત્ન કરવો, તે જ યોગ્ય ને ફળાદાયક માર્ગ છે. તે સામ્રાજ્યની સાધારણ ભાષા હિંદી કે અંગ્રેજી કરવામાં હરકત નથી, પણ હાલ આપણી ભાષા અને સાહિત્ય છે તેવાં રાખવાથી ઐક્ય સાધવામાં હરકત કે ઢીલ થાય છે, એમ મને લાગતું નથી. જ્યારે એકતાની ભાવના અતિ પ્રબળ થઈ સર્વત્ર હિંદીનો કે બીજી સામાન્ય ભાષાનો પ્રચાર વધશે, તે વખતે સર્વ વૈભાગિક સાહિત્ય કદાચ એની મેળે તજવામાં આવશે, પરંતુ એ કાળ હજુ ઘણો દૂર લાગે છે.

## એક લિપિ: દેવનાગરી

હિંદુસ્થાનમાં એક ભાષા હાલ થવી અશક્ય હોય, તો પણ એક લિપિ થવાથી પ્રાંતપ્રાંતના વસનારને એકબીજાનું સાહિત્ય સમજવામાં થોડીઘણી સુગમતા થાય, એ પક્ષમાં ઘણી તકરારની જગ્યા નથી. એક લિપિ કરવી તો તે કઈ કરવી તે વિષે મતભેદ પડ્યો છે. બનારસની નાગરીપ્રચારિણી સભા અને બંગાળની એક લિપિ-વિસ્તારક સભાએ દેવનાગરી એટલે બાળબોધ લિપિને પસંદ

કરી છે, અને તેનો પ્રચાર કરવાને શ્રમ અને ખર્ચ વેઠે છે. એમનો અંતિમ ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે, એ વિષે બહુ વાદ નથી. પરંતુ ઉત્તર-હિંદુસ્થાનમાં ફારસી એટલે ઉર્દૂ લિપિનો ઘણો વાપર છે તેથી, તથા ઉર્દૂવાળાને નાગરી લિપિ સામાન્ય થવાથી પોતાનો રોજગાર જવાની ધારતી પેઠી છે, તેથી સંયુક્ત પ્રાંતોમાં એ વિષે ઘણી તકરાર ઊઠી છે. મહારાષ્ટ્રને એ વાત અનુકૂળ છે, અને દ્રાવિડ પ્રાંતોનું મન હજુ આપણને સમજાયું નથી. આપણે અહીં ઘણા કાળથી બેઉ લિપિ ચાલે છે, અને જો કે ગુજરાતીનો સામાન્ય પ્રચાર છે, તો પણ કેટલાંક કીમતી પુસ્તકો બાળબોધ એટલે નાગરીમાં છપાયાં છે. એ લિપિ છાપવાનું ખર્ચ કંઈક વિશેષ થાય છે, તેથી સસ્તા લૌકિક સાહિત્યમાં બાળબોધ વાપર્યાથી તે મોંઘું થવાની નડતર આવે છે, ને આપણે અહીં પણ સામાન્ય લોકનો તે ઉપર ભાવ દીસતો નથી. વળી મૂળ નિશાનનું ભાન હજુ ઘણા થોડાને જ થયું છે. એટલે હાલ એકદમ પગઉપાડો થઈ શકે એમ દીસતું નથી. માત્ર ધર્મનાં ને વિજ્ઞાનનાં પુસ્તક તેમાં છાપવાનો પ્રચાર વધે તો તે ઇષ્ટ છે. આ ઉપરાંત આ વિષય સર્વની નજર આગળ હમેશ રાખી, સાહિત્ય વિષે કર્તવ્યની જે ટીપ થાય તેમાં તેને સામેલ રાખવો ઘટે છે.

## હિંદી ભાષા

આખા ભરતખંડની રાજકીય એકતા થવા સારુ તથા હિંદુ-ધર્મનું માહાત્મ્ય વધારવા સારુ હિંદી ભાષાનું જ્ઞાન પ્રસારવાની ઇષ્ટતા દર્શાવવામાં આવે છે, તે દષ્ટિબિંદુ આ પરિષદના ઉદ્દેશની સીમામાં ભાગ્યે જ આવી શકે; પરંતુ આપણા શિષ્ટજનોએ મનમાં વિકાસ તથા વિદ્યા ને સાહિત્યની વૃદ્ધિના અર્થે હાલની ૩૯ ભાષાઓમાંથી એક-બે કે તેથી અધિક જેટલી બને તેટલી ભણવી યુક્ત છે. હિંદી ભણવાથી તુલસીકૃત રામાયણ જેવા સાહિત્યના મહાગ્રંથોનું જ્ઞાન થાય એટલું જ નહિ, પણ તે ભાષા ભણનારાને પ્રવાસ ને વ્યાપારમાં તેમ જ સાર્વજનિક કાર્યોમાં ઘણી અનુકૂળતા ને લાભ થાય એમાં સંશય નથી. યુરોપના વેપારીઓ બીજી ભાષાઓ વ્યાપાર આગળ વધારવા શીખે છે. ઉત્તર હિંદુસ્થાન જોડે ગુજરાતનો વેપાર હાલ ઘણો છે, ને દિવસે દિવસે વધશે; સબબ હિંદી ઉપર આપણા દેશી ભાઈ-ઓએ વિશેષ લક્ષ આપવું ઘટારત છે. ગુજરાતીનું જૂનું સાહિત્ય

કેટલુંક હિંદીની શાખા જે વ્રજ છે તે ઉપરથી ઘડાયું છે. એટલે ગુર્જરીના ભાષાપંડિતને હિંદીનું સારું જ્ઞાન સંપાદન કરવું અગત્યનું છે.

## જનસમૂહની કેળવણી

જનસમૂહને શિક્ષણ આપવાથી આપણા સાહિત્યના ઉત્કર્ષને જેટલી પુષ્ટિ મળવાનો જોગ છે, એટલો બીજા કોઇ પણ એક ઉપાયથી મળવાનો નથી છેક ગરીબમાં ગરીબ સ્ત્રી કે પુરુષને પણ લેખન, વાચન ને ગણિતના સંસ્કાર તથા સામાન્ય વિજ્ઞાનનું જ્ઞાન મળવું આવશ્યક છે; જ્યારે લોક સમસ્ત વાંચવાના શોખીન થશે, ત્યારે લેખકોને અપૂર્વ ઉત્તેજન મળશે, ને સાહિત્યના સત્ત્વમાં ઘણો ઉત્કર્ષ થશે. વળી એવું પણ બનશે કે, એ ગરીબમાંથી કેટલાક સંસ્કાર પામી સાહિત્યમાં નવું બળ પ્રેરશે. ગુજરાતનાં કેટલાંક સ્વદેશી રાજ્યોમાં આવી કેળવણી મફત આપવાનો લોકોપકારક માર્ગ ઉઘાડો થઈ ગયો છે, તેનો પ્રથમ જશ શ્રીમંત મહારાજ સયાજીરાવ ગાયકવાડને તથા કાઠિયાવાડમાં ગોંડલ, લીંબડી વગેરેના સંસ્કારી રાજાઓને ઘટે છે. હું ધારું છું કે અત્રે પધારેલા સદ્‌ગૃહસ્થોની કામના એવી છે કે, આ પ્રાંતનાં સર્વ નાનાંમોટાં રાજ્યોમાં એ જ ધોરણે સાર્વજનિક કેળવણીનું સૂત્ર થોડા વખતમાં દાખલ થાય. માત્ર આ સંબંધમાં એક જ સૂચના કરવી છઇ એ, તે એ કે સામાન્ય કેળવણીનો પૂર્ણ લાભ મેળવવો હોય, તો તેની રચના એવા હેતુથી કરવી જોઇએ કે, એથી લેખન, વાચન વગેરેના સંસ્કાર ઉપરાંત જન-જનના ચરિત્રનો વિકાસ થાય. તેમનાં તન અને મનનું આંતરબળ વૃદ્ધિ પામે, અને દેશાભિમાન, દેશભક્તિ, સ્વાર્પણ વગેરે ઉચ્ચ લાગણીઓની અભિવૃદ્ધિ થાય, અને તેની જોડે નિર્વાહનો કસબ હરગીજ શીખે. આથી જુદી કેળવણી બહુ ફળદાયી ભાગ્યે જ થાય.

જનસમૂહની કેળવણીનું પૂરેપુરું ફળ મેળવવા સારું બીજી એક વાત અત્રે સૂચવવાની છૂટ લઉં છું. તે એ કે પ્રાથમિક કેળવણીનો લાભ પામેલાને શાળા છોડ્યા પછી વાંચવાલાયક પુસ્તકો રચાવવાં જોઇએ. શ્રીમંત ગાયકવાડ મહારાજે આ વાત ઉપર મારું લક્ષ ખેંચ્યું હતું અને આ પરિષદના નિયામકોની પણ એ દિશાએ નજર ગયેલી દીસે છે. માત્ર કંઈક સૂચના કરવી ઉચિત હોય તો તે એટલી

જ છે કે, ગરીબને વાસ્તે રચાયેલાં ચોપાનિયાં કે પુસ્તકોની ભાષા કેવળ સરળ, તરત સમજાય એવી અને નકામા સંસ્કૃત શબ્દના આડંબરથી મુક્ત હોવી જોઇએ. વિષય અને તેનું વર્ણન પણ તેમનાં જ્ઞાન અને કેળવણીના ગજા ઉપરાંત હોવું ન જોઇએ. તેવું સાહિત્ય સસ્તું જોઇએ, એ વિષે તો વાદ જ નથી.

## સ્ત્રી કેળવણી

સાહિત્યનો ઉત્કર્ષ સાધવાનો એક ઘણો ફળદાયક માર્ગ સ્ત્રી-કેળવણીનો પ્રચાર કરવાનો છે. તે સ્ત્રી કેળવણીનો થોડોઘણો પ્રારંભ સર્વત્ર થયો છે, પણ તે બસ નથી. હાલ શિક્ષણનો લાભ માત્ર કાચી વયની કન્યાઓ લે છે, તેથી વધારે વયની કન્યાઓને બહોળી કેળવણી આપવાનો આ સૂચનાનો આશય છે. આવું ઊંચા પ્રકારનું શિક્ષણ આપણી સ્ત્રીઓને ગુજરાતી ભાષા દ્વારા આપવું જોઇએ, ને તેવું આપવાને સ્ત્રીઓ સારુ ઉચ્ચ શાળાઓ ( high schools ) સ્થાપવી જોઇએ. તેવી શાળાઓમાં આગળ જતાં ગુજરાતીમાં વિજ્ઞાનનું શિક્ષણ આપી, છેક બી. એ. ના ક્રમની કેળવણી આપી શકાશે. હાલ તુરત આ બધું બનવું દુર્ઘટ દીસે છે, તો પણ તેમાં આજકાલની કન્યાશાળાઓ કરતાં ઘણા સારા સંસ્કાર આપી શકાશે, એમાં શક નથી. જે થોડી સ્ત્રીઓથી બને તેઓ અંગ્રેજી ભણી પુરુષોની બરોબરી કરી, તેઓના જેવી પદવીઓ મેળવે, તેમાં કંઇ હરકત દીસતી નથી, પણ તેવો લાભ લેવાનું ઘણી થોડીથી જ બનશે. સામાન્ય રીતે સ્ત્રીઓને અધકચરું અંગ્રેજી જ્ઞાન આપવાથી કંઇ પણ વિશેષ ફળ નથી. માટે તે ભણવાનો કાળ ઉગારી, તેને બદલે બીજું વિજ્ઞાન ને સારા સંસ્કાર આપણી ભાષા દ્વારા આપણી બહેનદીકરીઓને આપવાનું આપ સર્વને લાભકારી જણાશે. આ અર્થે સ્થાપેલી સ્ત્રીઓની ઉચ્ચ શાળાઓનો લાભ આપણા સંસારના રિવાજોને લીધે ઘણી સ્ત્રીઓ તુરતમાં લઇ શકશે નહિ, તો પણ કન્યાશાળાનો અભ્યાસક્રમ થોડે થોડે વધારી, તે માર્ગે માર્ગે ચાલી ઉચ્ચ શિક્ષણનો આરંભ કરવાનું હાલ બની શકે એમ દીસે છે. શિક્ષકોની ખોટ ને શીખનારની અછત હાલ પણ નડે છે ને હજુ કેટલાક કાળ લગી નડશે; પણ ધીમે ધીમે તે ઘટતી જશે. અને સ્ત્રીઓ વાચકવર્ગમાં દાખલ થશે, ત્યારે લેખકના લેખોના સત્ત્વમાં સુધારો થશે, એટલું જ નહિ પણ

ભાષાની શુદ્ધિ ને સરળતા પણ વૃદ્ધિ પામશે, ને લેખકોને ઘણું ઉત્તેજન મળશે. વળી સ્ત્રીઓ પોતે પણ સાહિત્યના સમૂહમાં કીમતી વધારો કરશે, ને પાછી મીરાંબાઇ, ગાર્ગી, મૈત્રેયી જેવી અલૌકિક નારીઓ આ દેશમાં અવતરી, સર્વત્ર સદ્‌ગુણ, દેશભક્તિ, પાતિવ્રત્ય, ધર્મ અને સુજ્ઞાનની કાન્તિ પ્રસારશે.

## ગુજરાતી દ્વારા શિક્ષણ

અંગ્રેજી શાળાઓમાં અપાતું અંગ્રેજી ભાષા સિવાયનું સર્વ જ્ઞાન ગુજરાતી ભાષાદ્વારા આપવાની અગત્ય વિષે મેં મારા વિચાર અનેક વાર દર્શાવ્યા છે. પચીસ વરસ પૂર્વે સર વુલિયમ હન્ટરના શિક્ષણ કમિશન આગળ મેં તે નિવેદન કર્યાં હતા, ને ત્યાર પછી પ્રસંગે પ્રસંગે તેમ કરવાની તક આવી ત્યારે તે પ્રગટ કરવાને ચૂકયો નથી. પણ હજુ તેનું કંઈ પણ ફળ થયું નથી અથવા ફલાશા બંધાય એવા ચિન્હ પણ દીસતાં નથી. હવે જો એ વાત માલ વગરની કે સામાન્ય ગૌરવની હોત તો કદાચ તે હું મૂકી પણ દેત. પણ જેમ જેમ કાળ જાય છે, તેમ તેમ તેનું મહત્ત્વ મને વધારે વધારે લાગતું જાય છે, માટે આપ સર્વની રૂબરૂ વિનયથી પણ આગ્રહપૂર્વક ફરીને તે હું મુકું છું. હાલ પ્રચારથી આપણા યુવાનોને તનની, મનની અને તેની જોડે ધનની ભારે હાનિ થાય છે, માટે એ વાત મૂકી દઉં તો દેશસેવાના અંગની મારી કર્ત્તવ્યતામાં ઘણો ભ્રંશ થાય. જગતમાં કોઇ પણ સ્થળે સામાન્ય જ્ઞાન પરભાષામાં આપવાનો આપણા દેશના જેવો વિપરીત શિક્ષણક્રમ નહિ હોય; વળી આગળ જ્યારે અંગ્રેજી શાળામાં ઘણું શિક્ષણ આપણી ભાષાદ્વારા અપાતું હતું, તે વખતના ફળ જોડે વર્તમાન પ્રચારનાં ફળ સરખાવ્યાથી પણ મારી પ્રતીતિ દૃઢ થઈ છે. ચાલતા શિક્ષણમાં શીખેલા પુરૂષોની કૃતિ, વિચાર, હોંશ, ઇત્યાદિમાં સામાન્ય રીતે જે મન્દતા અને નિર્માલ્યપણું કેટલીક વાર નજરે પડે છે, તેના કારણોમાંનું એક મૂળભૂત કારણ આ હાનિકારક પદ્ધતિ છે. એ પદ્ધતિ જેમ બને તેમ વહેલી પડતી મૂકી અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, પદાર્થવિજ્ઞાન, ખગોળ, ઇતિહાસ, ભૂગોળ અને સંસ્કૃત— સારાંશ કે અંગ્રેજી સિવાયના બધા વિષય માતૃભાષા દ્વારા શીખવવામાં આવે, તો વિદ્યાર્થીને પડતો શ્રમ કમી થઇ શાળાઓમાં ભણતા દરેક યુવાનના આવરદાનાં કમીમાંકમી બે ચાર

અમૂલ્ય વર્ષ ઉગરે એટલું જ નહિ પણ આપણા બાળકોના તનની, મનની ને હૃદયની શક્તિઓનો ઉકેલ ઘણો સારો થાય. કેળવણીનો ખર્ચ પણ કમી થાય. ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનારાઓની આ મહા સમાજ સમક્ષ એ સૂચના ઘણી આશાભર હું મૂકું છું. વળી ગુજરાતનું રાજ્યસ્થાન જે કાઠિયાવાડ, તેના ધોરી સ્થળમાં એ સૂચના મૂકવાથી તે વિષે વ્યવહારુ પગલાં લેવાઇ અનુભવ મેળવવાની પણ સુગમતા વધારે થવા જોગ છે. આ વિષય ઉપર શાન્તતાથી લક્ષ પહોંચાડવાની સર્વને મારી ખાસ વિનંતી છે. વ્યવહારુ રીતે ગ્રહણ કરીને આ સૂચનાને મેં નિયમિત કરી અંગ્રેજી ઉચ્ચ શાળાઓના ક્રમ વિષે દાખલ કરી છે, તેમાં પુસ્તકોની ખોટરૂપી અડચણ આવવાનો સંભવ હવે રહ્યો નથી. ને શિક્ષકો પણ મળી શકે છે. આ આરંભથી આગળ વધતાં વધતાં અન્તિમ નિશાન આપણી માતૃભાષા સર્વ પ્રકારનું જ્ઞાનવિજ્ઞાન આપવાનું છે. તે સાધવાનો માર્ગ બેશક વધારે વિકટ છે. અને પુસ્તકો તથા શિક્ષકો તેમજ પરિભાષા વગેરેની અડચણો જોઇ જોઇને ઉભા રહેવાથી અડચણો દૂર થતી નથી. તેમના સન્મુખ જવાથી તે ઓછી થાય છે. સર્વ જ્ઞાનનું દ્વાર માતૃ-ભાષાને એટલે ગુર્જરખંડમાં ગુજરાતીને આપણે બનાવવી છે અને એમ થઇ શકશે ત્યારે જ આપણા સાહિત્યમાં ખરો જુવાનીનો જીવ અને ઉત્સાહ આવશે એ વાત નિઃસંશય છે.

## અભિવૃદ્ધિ; સરકાર અને રાજ્યનો વ્યવહાર

સાહિત્યની અભિવૃદ્ધિનો રાજ્યકારભારના વ્યવહારની જોડે નિકટ સંબંધ છે એ સિદ્ધ વાત છે. હિંદમાંના બ્રિટિશ ભાગમાં અનેક કારણોથી અંગ્રેજી વિદ્યાની કેળવણી લેવાના તથા તેમાં ઉચ્ચ જ્ઞાન ને શક્તિ મેળવવાના ફાયદા એટલા પ્રસિદ્ધ થયા છે, કે તેથી તે કેળવણી પાછળ આપણા ગુર્જર દેશના લોક પણ ટોળાબંધ વળ્યા છે. વળી દેશી રાજ્યોમાં પણ તે કેળવણીને પ્રસંગવશાત્ ઉત્તેજન આપવામાં આવ્યું છે. તો પણ તે રાજ્યનો બધો કારભાર; દફતર આદિ ગુજરાતી ભાષામાં ચાલે છે, ને ન્યાયના ફેંસલા પણ તેમાં લખાય છે. આ રિવાજ સાહિત્યના હિતમાં ઘણો લાભકારી છે, માટે તેને દૃઢ કરી તેનો પ્રચાર કરવાની આપણા ગુર્જર ખંડના સ્વદેશી રાજકર્તાઓની પાસે સાહિત્યસેવકો માગણી કરે તો તે અસ્થાને નથી.

વડોદરામાં ઇન્સાફના અમલના ફેંસલા દેશી ભાષાઓમાં લખવાનું ઠર્યાં પછી ગુજરાતી ભાષાની શૈલી અને શુદ્ધતામાં ઘણો સુધારો થયો છે; એટલું જ નહિ, પણ શબ્દાર્થ પણ નિર્ણિત અને ચોક્કસ થયા છે. કાઠિયાવાડ એ ગુજરાતનું રાજસ્થાન છે. તેમાં એ જ નિયમ ગ્રહણ કર્યાથી એ કરતાં પણ વધારે લાભ થાય એમાં શક નથી.

## શુદ્ધ ભાષા

શુદ્ધ ભાષા તે શું ને કેવા શબ્દરૂપને તથા વાક્યપ્રયોગને શુદ્ધ ગણવાં અને કેવાને અશુદ્ધ ગણવાં એ વિષય ઉપર આપણા વિદ્વાનોનું લક્ષ દોરાયેલું છે, એ સંતોષની વાત છે. પણ આ પ્રશ્નનો નિર્ણય કરતાં પહેલાં શુદ્ધાશુદ્ધનું ધોરણ પ્રથમ નક્કી કરવું આવશ્યક છે. શુદ્ધ એટલે શું ને અશુદ્ધ એટલે શું ને એમાં વાદ પડે, તો કયા સામાન્ય નિયમ પ્રમાણે વર્તવું, એનો પ્રથમ નિર્ણય થવો જોઇએ. એવો નિયમ ન થાય ત્યાં લગી, ઘણું મતાંતર અને શબ્દયુદ્ધના ઝઘડા થવાનો સંભવ છે. જે શબ્દરૂપ કે વાક્યપ્રયોગને વિષે સામાન્ય રીતે એક જ મત હોય તે રૂપ અને પ્રયોગ તે મત પ્રમાણે જ થવાં જોઇએ, ને તેથી ભિન્ન થાય તો તે અશુદ્ધ ગણાય. આટલે લગી મતફેરનો માર્ગ નથી. વળી સામાન્ય રીતે શબ્દ ને વાક્યના અર્થ ચોક્કસ ને નિશ્ચિત વ્યાપ્તિવાળા જોઇએ. એ વિષે પણ વાદ થવાનો સંભવ નથી. પણ એટલેથી આગળ વધતાં શબ્દશુદ્ધિનો નિર્ણય કરવાનો એક તરફથી એવો માર્ગ પકડવાનું વલણ દીસે છે કે સંસ્કૃત મૂળ રૂપ મળે જે શબ્દ તેને શુદ્ધ શબ્દ સમજવો અને જે તેથી આઘો ગયો હોય તેને અશુદ્ધ ગણવો. એટલા માટે ઘણા જ વિનય સાથે કહેવાની જરૂર છે કે, આ નિયમમાં મતફેરનો ઘણો અવકાશ રહે છે. સંસ્કૃત ઉપરથી ગુજરાતીનો શબ્દસમૂહ તથા વાક્યરચના નીકળ્યાં છે, એ વાત ખરી છે. બેશક, ગુજરાતી ભાષા એ સંસ્કૃતની પુત્રી છે; પણ માની આંગળી પકડી ચાલનાર બાળપુત્રી તે નથી. તેણે પોતાનો વ્યવહાર ઘણા સૈકા થયાં પોતાને માથે ઉપાડી લીધો છે. સેંકડો વર્ષની રાજક્રાન્તિઓ, વ્યવહારક્રાંતિઓ, ધર્મક્રાન્તિઓ વગેરે મોટી આફતોમાં તેણે પોતાનું અસ્તિત્વ અને જીવન જાળવ્યું છે. કાળને નમીને પોતાનાં ચલણવલણ તે બદલતી ગઇ છે. ટૂંકામાં કહીએ તો તે સ્વતંત્ર ભાષાના પદને પામી છે, તેથી બીજી સ્વતંત્ર

ભાષાના સમાન જ પોતાની ગણના થવાનો હક્ક તે માગી શકે છે. હવે દરેક સ્વતંત્ર ભાષામાં તે ભાષાની સ્થાપિત થયેલી શબ્દરૂઢિ અને વાક્યરૂઢિ જ સર્વથા પ્રબળ ગણાય છે. તે રૂઢિ મૂળ ભાષાથી જુદી હોય તો પણ તે શુદ્ધ ગણાય છે ને તેવો પ્રચાર હાલ જગતની સર્વ ભાષા વિષે છે. અંગ્રેજી ભાષા એન્ગ્લો-સૅક્સન (Anglo-Saxon) ઉપરથી નીકળી છે અને ફ્રેન્ચ ભાષા લૅટિન ઉપરથી નીકળી છે, તો પણ હાલ એ ભાષાઓમાં વપરાતા કોઈ અમુક શબ્દ કે વાક્યોનો પ્રયોગ મૂળથી જુદો હોય માટે તે અશુદ્ધ ગણાતો નથી. તેમ જ ગુજરાતીમાં કોઇ અમુક શબ્દ કે વાક્યપ્રયોગ મૂળ સંસ્કૃતના વ્યાપારથી અર્થમાં કે જોડણીમાં જુદો કે ઊલટો હોય, તેટલાં જ કારણથી તેને અશુદ્ધ ગણવો એ ઘટિત નથી. જ્યાં ચાલતી આવેલી રૂઢિ નક્કી થઇ હોય ત્યાં શુદ્ધતા અને અશુદ્ધતા રૂઢિ વડે જ માત્ર નક્કી થઈ શકે. સ્થાપિત રૂઢિ એ જ શુદ્ધતા ને અશુદ્ધતાનું સર્વસ્વીકૃત માન છે. આ વિષે મારા જૂના મિત્ર શ્રી. દોરાબજી એદલજી ગીમી, જે આ પ્રદેશમાં કેટલાક કાળ વિદ્યાગુરુને સ્થાને બિરાજતા હતા, તેમણે ભાષા-ઉત્પત્તિ વિષે એક નાનું પણ ઘણી વિદ્વત્તાવાળું ચોપાનિયું રચ્યું છે, તે ઉપર વિદ્વજ્જનોનું લક્ષ જવું ઘટે છે. તે એમ લખે છે કે, "સંસ્કૃત પ્રમાણે ગુજરાતીમાં લખવું જોઇએ એ દલીલ ખોટી છે; કોઈ પણ શબ્દ ભાષામાં બદલાતો બદલાતો આજ જે સ્વરૂપમાં કાયમ થયો હોય, તે જ તેનું ખરૂં સ્વરૂપ માનવું જોઇએ." શબ્દશુદ્ધિ વિષે આ નિયમ સ્વીકારવામાં આવશે, તો ઘણી તકરારો તથા ચર્ચાનો પ્રસંગ રહેશે નહિ. આ સંબંધે વિચારમાં ભિન્નતા, ભ્રાંતિ કે દોષ જે જોવામાં આવે છે તે ધોરણ નક્કી નથી તેને લીધે છે. એક ભાષા બીજી ભાષામાંથી જન્મ પામી હોય, માટે તેણે તેની માતાનું જ સર્વ સ્વીકારવું જોઇએ, એવો ગર્ભિત સિદ્ધાંત કેટલાક સજ્જનોએ માન્ય કર્યો છે, તે જ આ મતભેદનું મૂળ છે એ સિદ્ધાંત જો સર્વથા ગ્રહણ કરવામાં આવે, તો સંસ્કૃત ને લૅટિન આદિ ભાષાઓને મૂકીને પણ તેમની માતૃભાષા જે મૂળ આર્યભાષા-તેના લગી જવાની અવસ્થા પ્રાપ્ત થાય. ગમે તેમ હોય તો પણ હાલની જીવતી ભાષાઓ એ પ્રમાણે કરવાને કે પોતાની માતૃભાષા ઉપર જ આધાર રાખી બેસી રહેવાને કબૂલ નહિ જ થાય.

આ વિષયમાં કેટલોક નકામો ગૂંચવાડો "અપભ્રંશ" શબ્દના

પ્રયોગથી થયો છે. અપભ્રંશ એટલે મૂળથી બદલાયેલો શબ્દ એમ હું સમજું છું. પણ સાધારણ રીતે એમ સમજ હોય છે કે, મૂળથી બદલાઇને બગડેલું રૂપ તે અપભ્રંશ. પરંતુ ખરો પ્રકાર આ પ્રમાણે નથી. મૂળથી બદલાઇને નવાં થયેલાં કેટલાંક રૂપ તો એવાં સૂચક, મર્મવાળાં, અર્થવાન હોય છે કે, તેમનો અર્થ ને પૂર્ણ ભાવ મૂળ રૂપમાં હોતો નથી. આથી કરીને એવી ભ્રાંતિ થઇ છે કે, અપભ્રંશ તે અશુદ્ધ હોય. ઉદાહરણ તરીકે રાજાની ‘ આણ ’ કે દેવની ‘ આણ ’ એ પ્રયોગમાં જે અર્થ છે, તે અર્થ રાજ-આજ્ઞા કે દેવ-આજ્ઞામાં આવતો જ નથી; તેમ સાસરવાસા યોગ્ય કન્યાને જે આણું કરવામાં આવે, તેનો અર્થ આમન્ત્રણ કે આજ્ઞાપનમાં આવતો નથી. નૃત્ય શબ્દમાં નાચનું સામર્થ્ય નથી; કોઇ તવંગરનો ભરમ એ ભ્રમ નથી; કંથનો અર્થ કાન્તમાં નથી, મહંતનો મહાનમાં નથી, લહાવાનો અર્થ લાભમાં નથી. સબબ, મૂળ સંસ્કૃત શબ્દનું માહાત્મ્ય વધારવાથી, અથવા તેને પાછા લાવવાથી ભાષાની શુદ્ધિ કે વૃદ્ધિ થવાનો જોગ નથી. ભાષાશુદ્ધિને સારુ તથા તેની ખિલવણી સારુ આપણા મહાકવિ પ્રેમાનંદ, શામળ, દયારામ વગેરેના ગ્રંથોનો ઘણો બહોળો અભ્યાસ થવો જરૂરનો છે.

## ફારસી ને દેશી શબ્દો

ફારસી શબ્દોને શુદ્ધ ગુજરાતી લખાણમાં રાખવા કે નહિ, એ પણ ઉપરના પ્રશ્નના ફાંટારૂપ પ્રશ્ન છે. લગભગ સાતસો વર્ષથી એવા શબ્દો દાખલ થતા આવ્યા છે ને એમાંના કેટલાક તો છેક ભાષાના અન્તર્ભાગમાં પેસી ગયા છે ને તે કદી કાઢી શકાય એવા નથી. કબજો, કાયદો, કેદ, મેજ, ખુરશી વગેરે કેટલાક બોલ તો એવા છે કે, તે કાઢવાનું મન કરીએ, તો તેની જગાએ એવા સાર્થક શબ્દ તરત ઘડવાનું બને નહિ ને કોઈ મનસ્વી રીતે ઘડે તો પણ, તેમાં જૂનાનો અર્થ આવી શકતાં કેટલાક કાળના કાળ જાય; પણ જો સવાલ પૂછવાની છૂટ હોય તો આપણે પૂછીએ કે, ફારસી શબ્દો ટાળવાનો વિચાર શા માટે કરવો જોઈએ? ગુજરાતના ઐતિહાસિક બનાવોના બળથી જેમ સંસ્કૃત શબ્દો ને દેશી શબ્દો ગુજરાતી ભાષામાં આવ્યા છે, તેમ ફારસી પણ ભળી ગયા છે ને તેમ જ હાલ અંગ્રેજી શબ્દો ભળતા જાય છે. જ્યાં ભાષાનો નિભાવ આપણા ચાલુ

શબ્દોથી થતો હોય, ત્યાં માત્ર ગફલતથી કે શુદ્ધતાના અનાદરથી કે બીજાં એવાં જ કારણથી પરભાષાના શબ્દ વાપરવા, એ કોઈ પણ સંસ્કારવાળા જનને ગમે નહિ. પણ રૂઢ થઇ ગયેલા સાધારણ શબ્દો, પછી તે ફારસી કે બીજા હોય, તેનો ત્યાગ કરવાની ઇચ્છા શા માટે કરવી ? એકાદ જણ પોતે પોતાના ઘરને ખૂણે બેસી ફારસી શબ્દ તજીને બધા સંસ્કૃત વ્યુત્પત્તિવાળા શબ્દો વાપરવાનો પ્રયત્ન કરે, તો તે તેના તરંગની વાત છે, પણ વિચારવંત પુરુષો તરફથી તેને ભાગ્યે જ ઉત્તેજન મળશે.

આ સંબંધમાં બીજો એક વિચાર મને સૂઝે છે, તે આ મંડળ આગળ મૂકી આ પ્રકરણ સમેટવા ધારું છું. આપણ સર્વની એવી ઇચ્છા છે કે, આપણા ઇસ્લામી બંધુઓ આપણી જોડે સામેલ રહી, ગુર્જરી ભાષાની ખિલવણી ને ફાળવણીમાં સહાયક થાય. હવે દુનિયાદારીના વ્યવહારકુશળ પુરુષો દાખલ આપણે વિચારવાનું એટલું છે કે, ફારસી શબ્દ કેવળ વર્જવાથી આ હેતુ સિદ્ધ થશે કે નહિ ? આપણા ઇસ્લામી બંધુઓ અનેક કારણોથી એવા શબ્દો આપણા કરતાં અનેક ગણા વાપરે છે; તેમને આથી સારું લાગશે ખરું ? તેઓ આપણાં સંસ્કૃતમય પુસ્તકો હાલ પણ વાંચી શકતા નથી; સારાંશ કે, ફારસી શબ્દો ટાળવાની વાત વધારે પ્રસરશે તો, ગુજરાતમાં બે જાતનાં સાહિત્ય ચાલવાનો પ્રસંગ આવશે. (૧) મુસલમાન ભાઇઓ અને સામાન્ય લોકો સમજે તેવું અને (૨) સંસ્કૃત ભણેલા લોકો સમજી શકે તેવું; આવું પરિણામ સાહિત્યપ્રેમીઓને ઇષ્ટ નહિ જ હોય.

## ઉર્દૂ વિષે

ઉર્દૂ ભાષા વિષે આવાં મંડળ સમક્ષ બે બોલ બોલવા અનુચિત નહિ ગણાય. ગુજરાતમાં લગભગ ચોથા ભાગની વસ્તી આપણા ઇસ્લામી બંધુઓની છે. તેઓમાંનો એક ભાગ મૂળ હિંદુઓ હતા ને હજુ પહેરવેશ હિંદુઓના જેવો પહેરે છે ને ઘરમાં પણ ગુજરાતી બોલી બોલે છે. આટલે લગી તો એ સાહિત્યની દૃષ્ટિએ બધી સ્થિતિ મનમાનતી છે, પણ તે સિવાયનો બીજો ભાગ જે સંખ્યામાં નાનો છે, તે ઘરમાં તેમ જ વ્યવહારમાં ઉર્દૂ કે હિંદુસ્તાનીનો ઉપયોગ કરે છે. આ બીજા ભાગ

તરફથી એવી માગણી થાય છે કે, ઇસ્લામી ભાઇઓનું બધું શિક્ષણ ઉર્દૂ દ્વારા થવું જોઈએ. ગુજરાતનું ઐકય ને ગુજરાતી સાહિત્યનો દિન પર દિન ઉત્કર્ષ ઇચ્છનારે આ માગણી ઉપર જરૂર વિચાર કરવો ઘટે છે. સર્વ મુસલમાન ભાઈ ઉર્દૂ બોલી અને ફારસીની લિપિ શીખે ને તેમાં લખેલાં પુસ્તકો સહેલથી વાંચવાને શકિતવાન થાય ને વળી તેમનું પાવત્ર ધર્મપુસ્તક કુરાને—શરીફ પણ પઢી શકે, એટલું બેશક તેમને માટે અવશ્યનું છે. પણ આ અર્થ સાધવા સારુ બધું શિક્ષણ જુદું રાખવાની અગત્ય છે કે નહિ? આપણા પારસીભાઈઓ દેશ સમસ્તની સામાન્ય શાળાઓમાં શિક્ષણ લઈ, પોતાનાં ધર્મપુસ્તક વાંચવા અને સમઝવા પૂરતો જુદો બંદોબસ્ત કરી શકે છે; જૈનો પણ કરે છે; તો તેમ ઇસ્લામી ભાઇઓ પણ સહેલાઇથી કરી શકે. નાગપુરમાં આપણા ગૂર્જર ભાઇઓએ હિન્દુ, મુસલમાન, પારસી સર્વેએ મળી એક ગુજરાતી શાળા કાઢી છે, તેમાં હિસાબ, વાચન વગેરે પ્રાથમિક કેળવણી બધી જાતના છોકરાઓને એક હારે આપવામાં આવે છે, ને તે સિવાય ત્યાંના દાઉદી વ્હોરાઓએ પોતાનાં છોકરાંને કુરાન વાંચતાં શીખવવાનો જુદો ઇલાજ લીધો છે. હવે નાગપુરમાં બન્યું છે, તે બીજાં સ્થળે પણ બની શકે તેવું છે. આ સૂચના કેવળ મિત્રભાવથી આગળ કરવામાં આવે છે.

હિંદુ મુસલમાન એ હિંદની ડાબી–જમણી આંખો છે. ઈશ્વરે પોતાની અકલ–માયાને વાપરી બેઉનું પાનું ભેગું નાખ્યું છે, તે હવે ન નાખ્યું થાય તેવું નથી. બંને હિંદને પોતાનો દેશ ને માતૃભૂમિ ગણે છે. સંસારના બધા વ્યાપાર રોજગારમાં ને બીજા અગત્યના વ્યવહારમાં બેઉ ભેગા ને ભેગા જ રહી સાથે કાર્ય કરે છે. આ પ્રમાણે એકતા વધારવાથી બેને લાભ થાય છે, એ ઉઘાડું છે. બેના હિતમાં ઘણીખરી વાતોમાં લગાર પણ વિરોધ નથી. જેમાં તેવો સંભવ હોય ત્યાં દરેક પોતપોતાનું કામ સંભાળી લે એ ઉચિત છે. પણ ગુર્જરખંડની ગુર્જરી ભાષાની ખિલવણી કરવામાં બેઉનો સરખો સ્વાર્થ રહેલો છે, એ મહંમદીય વિદ્વાનો પણ ઊંડો વિચાર કરતાં કબૂલ કરશે. આપણા ઈસ્લામી બંધુઓ ઘણા ઉદાર મનના ને ઝીણી અક્કલવાળા ને કળાકૌશલમાં કસબી છે. તેઓનાં સાહસ અને કસબથી ગુર્જરખંડને ઘણો લાભ

થયો છે ને હજુ પણ થશે. એ લાભનું વહેણ સાહિત્યના પ્રદેશમાં હજુ વળ્યું નથી. તે દિન પર દિન વર્ધમાન વેગમાં વળે અને ગુર્જર સાહિત્યનો ઓઘ, વેગ અને સત્ત્વ વધારવામાં ઇસ્લામી બંધુઓ મોટો ભાગ લે, એવી આપણા સર્વની વાંછના છે; માટે આ ઇશારો કરવાની છૂટ લીધી છે.

## જોડણી

ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી એકસરખી કરવી ઇષ્ટ છે, એ વિષે બે મત નથી. પણ તે એકતા શી રીતે સાધવી, એ હજી આપણને બરોબર સૂઝતું નથી. એ પ્રશ્ન ઉપર આપણા શિષ્ટ મંડળમાંના અનેક વિખ્યાત પુરુષોએ લક્ષ આપ્યું છે ને પોતપોતાના અભિપ્રાય દર્શાવ્યા છે. શ્રી. નવલરામ, મણિલાલ, માધવલાલ, નરસિંહરાવ, ગોવર્ધનરામ, કમળાશંકર વગેરેએ આ વિષય ઉપર ઘણી ઝીણી નજરે વિચાર કરી, પોતપોતાના મત બાંધ્યા છે; પણ હજુ નિર્ણયનું સ્થળ પાસે આવ્યું હોય એવાં ચિહ્ન દીસતાં નથી. વસ્તુસ્થિતિ એવી છે કે, દરેકનું ધોરણ કંઇ કંઈ અંશે જુદું છે ને એક ધોરણ વગર એકતા થાય નહિ. હવે એકતા સાધવાના માર્ગ માત્ર બે દીસે છે. (૧) કાં તો વાદવિવાદ કર્યા પછી એક ધોરણ નક્કી થાય તો તે માર્ગ, અથવા તો (૨) એક જ ધોરણ રાખવાનો પ્રયાસ મૂકી દઇ બાંધછોડ કરી, કંઈ વ્યવહારુ માર્ગ કાઢવો.

શબ્દોના ઉચ્ચાર પ્રમાણે લેખન થાય એ વિષે મતફેર જણાતો નથી, પણ ભાગ ભાગના ઉચ્ચાર સરખા નથી તેથી શુદ્ધ ઉચ્ચાર કયો લઇને ચાલવું, એ પ્રશ્ન પાછળ બધી કટાકટી મચી રહી છે. તેથી મુશ્કેલી ને ગૂંચવણ પણ વધ્યાં છે. કેટલાક વિદ્વજ્જનો શબ્દની વ્યુત્પત્તિની સહાય લઇ ઉકેલ કાઢવા માગે છે ને કેટલાક વ્યુત્પત્તિની દરકાર રાખતા નથી. આ રીતની સ્થિતિ છે બીજી પરિષદમાં આ પ્રશ્નનો નિર્ણય કરવા એક કમિટી નીમી હતી. તે બેશક બધી બાજુનો વિચાર કરી નિકાલ કાઢશે. હાલ સૂચના કરવી ઘટિત હોય તો તે એટલી જ છે કે, સામાન્ય રીતે જોતાં ભાષાના શબ્દની ઘટના એક જ ધોરણ ઉપર ગતકાળમાં થઇ નથી ને હાલ પણ થતી નથી. ને શબ્દ ઘણાં ભિન્ન ભિન્ન

બળોને વશ રહીને થાય છે ને ફરે છે. માટે એક ધોરણ ઉપર જ બધું જોડણીનું તંત્ર રચવાના પ્રયત્ન કરવા કરતાં બાંધછોડ કરી ઉચ્ચાર, રૂઢિ, સરલતા, વ્યુત્પત્તિ વગેરે સર્વ જુદાં જુદાં બળોને યોગ્ય વજન આપવાથી આ જૂના પ્રશ્નનો નિકાલ થવો જોઇએ. પરંતુ હાલ તુરતમાં આપણે એવા નિકાલ ઉપર આવી શકીએ એવો થોડો જ જોગ દીસે છે.

## પદાર્થવિજ્ઞાનની પરિભાષા

પદાર્થવિજ્ઞાનનો પ્રસાર કરવામાં પ્રથમ પ્રશ્ન તેની પરિભાષાનો આવે છે. એવા શબ્દ હાલ કે આપણા જૂના શાસ્ત્રમાં અસ્તિત્વમાં નથી. તેની ખોટ શી રીતે પૂરવી? કેટલાકનો મત એવો છે કે, સંસ્કૃત કે ફારસીની મદદથી નવા શબ્દ રચવા અને કેટલાકનું કહેવું એવું છે કે, અસલ અંગ્રેજીમાં છે તે જ ગ્રહણ કરવા. પ્રથમનો મત ભાષાશુદ્ધિના અભિમાનને પુષ્ટિકારક છે, એ વાત ખરી. પણ તે સર્વત્ર ગ્રાહ્ય થઇ શકે એવો નથી. મહાપ્રયત્ન કરતાં પણ નવીન પદાર્થોની સંજ્ઞા આપણી પ્રાચીન ભાષા વડે ઘડવી સહેલ નથી. શ્રીકાશીક્ષેત્રની 'નાગરીપ્રચારિણી સભા'એ આ કામ ઉપાડી લઇ વૈજ્ઞાનિક કોશ તૈયાર કરાવ્યા છે, તેમાં પણ પદાર્થનાં નામ તો અંગ્રેજીમાં જ જેવાં ને તેવાં કેટલેક ભાગે રાખ્યાં છે અને ક્રિયા તથા વિધિદર્શક શબ્દો કેટલાક સંસ્કૃત ઉપરથી તો કેટલાક ફારસી ઉપરથી નવીન રચ્યા છે. આપણે પણ એવો જ રસ્તો પકડવો પડશે, એમ મને લાગે છે.

## કોશ અને વ્યાકરણ

આપણાં મહત્ત્વનાં કાર્યો મધ્યે ગુજરાતી ભાષાનો કોશ રચાવવાનું કામ છે. તે પરિષદ કે એવી કોઇ સંસ્થાએ ઉપાડી લેવા લાયક છે. તેવો કોશ શુદ્ધ ને પૂર્ણ હોવો જ જોઇએ. તેમાં પ્રત્યેક શબ્દના બધા અર્થ કાળ પ્રમાણે ગોઠવવા, તેના અર્થનાં દૃષ્ટાંતો અને આધારરૂપ ગ્રન્થકારોના ઉતારા આપવા, વગેરે આપણા વિદ્વાન મંત્રીએ જે જે સૂચનાઓ કરી છે, તે લક્ષમાં લેવા લાયક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ વૈભાગિક યોજનાથી કોશ કરાવવાનો આરંભ કર્યો છે. કાયમની સંસ્થા તથા પૂરતાં નાણાં અને અનુભવી

સાક્ષરોની સહાયતા વગર એ કાર્ય પાર જાય નહિ; માટે એ ત્રણ ઉત્પન્ન કરવા ઉપર પ્રથમ પ્રયત્ન થવો ઇષ્ટ દીસે છે.

ગુજરાતી ભાષાનું એક સમર્પક વ્યાકરણ ઘડવાનું કામ તેટલું વિકટ નથી; પણ તેમાં ગુજરાતી સાહિત્ય તથા ગુર્જરી ભાષાના સંપૂર્ણ રીતે વાકેફગાર અને તેની જોડે સંકૃત—ફારસીમાં પ્રવીણ ને સામાન્ય ભાષાશાસ્ત્રમાં કુશળ એવા પુરુષ વગર આપણી કામના સિદ્ધ થવી કઠણ છે. એવી યોગ્યતાવાળા પુરુષ ઘણા નથી ને જે થોડા છે તે બીજા વ્યવહારમાં રોકાયેલા છે. એટલે હાલ સુગમ રસ્તો નજરે પડતો નથી. પરંતુ આને અર્થે પણ કાયમનું ફંડ ને કાયમની સંસ્થાની આવશ્યકતા છે.

## ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ

ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કઈ કઈ રીતે સાધી શકાય તેનો ઈશારો ઉપર હું કરી ગયો છું, તેનો ઉપસંહાર કરી આપનો વખત લેવો દુરસ્ત નથી. પણ એ સર્વેનો સામાન્ય આધાર ને માર્ગ એ છે કે, તે અર્થને ઉદ્દેશીને આપણે એક સમર્પક ને કાયમ સંસ્થા બનાવવી. એવી વ્યાપક સંસ્થાને સારુ દ્રવ્ય જોઇશે. તે વિષે મને કંઇ ચિંતા નથી; કેમકે હું એમ માનું છું કે, દ્રવ્ય તો કર્તવ્યપરાયણ ને હોંસીલા કાર્ય કરનારને મોડુંવહેલું મળ્યા વગર રહેતું નથી. જે જે સારાં કામ અટકી રહે છે, તે દ્રવ્ય વગર નહિ, પણ તે ઉપાડવાને સમર્થ નરો નથી હોતા તેથી અટકે છે. વળી સર્વ એકઠા થઇને કામ કરવાની શક્તિ આપણામાં ઘણી અલ્પ છે અને મારા મનથી સર્વ શુભ કાર્યમાં મોટી અડચણ તે એ જ છે. જન જનની સુજનતા તથા શુદ્ધ મનન ને શુદ્ધ જીવન સિવાય એ નિર્બળતા દૂર થવાની નથી. માટે તેવી સુજનતા, શુદ્ધ મનન ને શુદ્ધ વર્તન પ્રસારવા તરફ વર્તમાન સાહિત્યનું વલણ થાય, તો આપણને અમૂલ્ય લાભ થાય; કારણ કે શુદ્ધ જીવન ને સુજનતા એ જ વ્યક્ત પુરુષ તથા જનસમાજની સમૃદ્ધિનું મૂળ છે. એ વગર કોઈ પણ પ્રકારના સામાજિક ઉદયની આશા રાખવી વ્યર્થ છે.





**સ્વ. રણછોડભાઈ ઉદયરામ દવે**

[ ઈ. સ. ૧૮૩૮–૧૯૨૩ ]

પ્રમુખ : ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ.

વડોદરા, ૧૯૧૨.

# શ્રી. રણછોડભાઈ ઉદયરામ દવેનું ભાષણ

ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ : વડોદરા
એપ્રિલ : ૧૯૧૨

# સ્વ. રણછોડભાઈ ઉદયરામ દવે

## ( ઈ. સ. ૧૮૩૭ થી ૧૯૨૩ )

આજથી સો ઉપરાંત વર્ષ પૂર્વે રણછોડભાઈ જન્મેલા. એમના સમયમાં શિક્ષણ મેળવવું અને વિકાસ સાધવો એ કેટલું મુશ્કેલ હશે તેની તો આજે કલ્પના પણ ઘણાને નહિ આવે. છતાં એમના જમાનાનાં સાધનોનો અને બળોનો બને તેટલો લાભ લઈ રણછોડભાઇએ પ્રગતિ સાધી. એમનું જાહેર જીવન અમદાવાદમાં શરૂ થયેલું.

ગુજરાત આજે એમને ઓળખે છે રંગભૂમિ અને નાટકને લોકપ્રિય બનાવવાના પ્રયાસ કરનાર સાહિત્યકારોના આદિપુરુષ તરીકે. એમણે જાતે પણ 'લલિતાદુઃખદર્શક નાટક', 'જયકુમારી વિજય નાટક' આદિ ઘણાં નાટકો લખ્યાં છે અને એ બધાંમાં પણ વિષયની વિવિધતાનું અને જનસમાજને ઉન્નત બનાવવાની એમની વૃત્તિનું દર્શન થાય છે.

સાહિત્ય પરિષદને પ્રમુખપદે તો તેઓ ૧૯૦૭માં બીજી પરિષદ મળી ત્યારે આવ્યા હોત. પણ એમને સંયોગ અનુકૂળ ન હતા એટલે એમની ચૂંટણી ફરીને ચોથી પરિષદ વખતે થઈ અને એમણે એ પ્રમુખસ્થાનેથી ગુજરાતી સાહિત્યના તત્કાળ ધ્યાન ખેંચતા પ્રશ્નોની ચર્ચા કરી.

એમણે ગુજરાતને ઘણું આપ્યું છે. સતત પ્રવૃત્તિમાં જીવન ગાળનાર રણછોડભાઇની શક્તિ અને ઉત્સાહ આજે પણ એમના સાહિત્યવિસ્તારમાં મૂર્તિમન્ત છે.

## ઉપોદ્ઘાત

શ્રીમંત મહારાજા શ્રી. સયાજીરાવ, સેનાખાસખેલ, સમશેર બહાદુર; સન્માનકારિણી સભાના પ્રમુખ શ્રીમંત રાવબહાદુર સંપતરાવ સાહેબ અને વર્તમાન પરિષદના સભ્ય, સન્નારીઓ અને પ્રેક્ષકજનો!

આજના સાહિત્ય સંમેલન સમયે પ્રમુખસ્થાન સ્વીકારવાને જ્યારે મને પૂછવામાં આવ્યું ત્યારે. પ્રથમ તો મેં વિરામી જવાની ધારણા કરી હતી; તે એવા વિચારથી કે, વિશેષ યોગ્યતાવાળા અને વિશેષ ઉત્સાહવાળા પુરુષોને આગળ કરીને, મારા જેવા વૃદ્ધે તો તેમની પીઠ ઠોકીને બની શકે તે પ્રમાણે તેમને સહાયભૂત થવું એ જ ઘટિત છે. કારણ કે હવે પછી પરિષદ ભરાઈ ત્યાં સુધી કરવાનાં કાર્યોનું જોખમ પ્રમુખને શિર રહેવું જોઈએ. તે પ્રમાણે કાર્યસિદ્ધિ થઈ શકે નહિ તો અવસ્થાભાર વહન કર્યો ગણાય. પણ લાગલું જ મારા મનમાં એમ સ્ફુરી આવ્યું કે, આપણને તો મહાસમર્થ શ્રીમંત મહારાજા સાહેબનો આશ્રય મળવાનો છે. તેથી તેમની સહાયને લીધે આપણા કાર્યમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા આવવાનો સંભવ જ નથી. તો બેધડક આવા શુભ કાર્યમાં આપણે ઊભા રહેવું, એ જ ઉત્તમ માર્ગ છે. મહાશયો! આવા જ વિચારથી મેં પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે અને તેમ કરવાનો મારો મુખ્ય હેતુ એ છે કે, જો કે હું હવે વૃદ્ધ થયો છું, તથાપિ ગુર્જરગિરાના વાઙ્મયનો વિસ્તાર વધેલો જોવાની મારી તીવ્ર તૃષ્ણા અતિ બળવતી થતી જાય છે. માટે તેના કાર્યમાં ઉત્સાહથી ભાગ લેવો એ મારા અંતઃકરણે આનંદદાયક માન્યું છે. તેથી, સજ્જનો! આપે સર્વેએ એકમતે પ્રમુખ થવાનો પ્રસંગ મને આપ્યો છે, એટલા માટે આપ સર્વનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું તેના પહેલાં, જે ઐશ્વર્યસંપન્ન મહાવ્યક્તિ અહીં બિરાજમાન છે. અષ્ટદેવના અંશે અહીં પ્રત્યક્ષ મૂર્તિમાન છે, એવા મહારાજાધિરાજ શ્રીમંત સયાજીરાવનો આપણે સર્વેએ પ્રથમ આભાર માનવો એ

યોગ્ય છે. મહાશયો ! આ મહામંડળને યોગ્ય મહત્તા આપી ઉત્સાહી કરનાર આ દેવાંશી પુરુષની ઉદારવૃત્તિ કેટલી છે તે તો જુઓ ! એઓશ્રી સર્વત્ર અધિપતિ છતાં આવા જનસમૂહના કાર્ય આપણે સ્વતંત્રતાથી કેવી રીતે કરીએ છીએ, તે પોતાની નજરે જોવાને, આપણને ઉત્તેજન આપવાની ખાતર પોતાની સમક્ષ આપણને આટલી બધી છૂટ આપે છે ! તેમાં વિશેષ કરીને મારે એઓશ્રીનો આભાર કેવા શબ્દોમાં માનવો એ સૂઝી આવતું નથી.

રાજશ્રીના પ્રતાપી તેજમાં અંજાઈ જવાય તે સ્વાભાવિક છે. રાજાના પ્રતાપનો મહિમા કાલિદાસ જેવા મહાકવિને અસર કરનારો લાગ્યો છે. તો તેના આગળ મારું તે શું ગજું ! તો પણ આભારનું કાંઈક લૌકિક ચિહ્ન બતાવવા. મહાશયો ! મારી સાથે એક અવાજે સર્વ બોલો કે—

( ગીતિ )

હૃદયકમળ ફૂલવાથી આદરફૂલડાં વધાવતાં ધરીએ,
નજર રખી પરિષદ પર કૃપા કરીને સ્વીકાર તે કરીએ.

પ્રથમ ધર્મ બજાવવો યોગ્ય હતો તે આ રીતે બજાવ્યો; હવે મહાશયો ! આપ સર્વેનો સામટો ઉપકાર માનીને હું મારા ભાષણનો પ્રારંભ કરું છું.

### ગૂર્જરભૂમિ અને તેના મુખ્ય પાટસ્થળ

શ્રીગુર્જરીગિરાના ઉત્કર્ષમાં સતત ઉત્સાહ રાખનાર અને તેમાં પ્રવૃત્તિ કરનાર સજ્જનોનું આ ચોથી વારનું સંમેલન વર્તમાનકાળમાં, ભારતના નૃપતિઓના અનેક રીતે અગ્રણી ગણાતા, શ્રીમંત મહારાજાધિરાજ શ્રી. સયાજીરાવ ગાયકવાડના રાજ્યની રાજધાનીરૂપ અનેક રીતે પ્રસિદ્ધ એવા આ વટપદ્ર—વડોદરામાં થયું. એ સર્વને અભિનંદનીય છે.

પ્રાચીનકાળમાં લાટ, આનર્ત અને સુરાષ્ટ્ર એ દેશો નિરનિરાળા હતા. તેવા સમયમાં ઉત્તર પંજાબ તરફથી આ તરફ ગૂર્જરો આવ્યા અને તેઓએ જેટલો ભાગ જીતી લીધો, તેટલો ગૂર્જરરાષ્ટ્ર અથવા ગૂજરાત અથવા એવા નામથી ઓળખાવા લાગ્યો. આ ભાગમાં બોલાતી ભાષા ગૂર્જર અથવા ગૂજરાતીગિરાના નામથી પ્રસિદ્ધિ પામી. પ્રારંભમાં તો આ ભાગની ભાષા અપભ્રંશ કહેવાતી હતી, પણ

તે વાગ્વ્યાપારાદિ કારણોથી ઉત્તરોત્તર અધિક ન્યૂન વિકૃતિ પામી. તેણે હમણાં જેમ બોલાય છે તેવી સ્થિતિનું રૂપ ધારણ કર્યું. જેમ એક સુન્દર સ્ત્રી વિવિધ જાતના ભિન્ન વસ્ત્રાલંકારોથી અલૌકિક સૌન્દર્યવતી જણાય તેમ, આપણી ગૂજરાતી ભાષા જુદા જુદા સમર્થ લેખકોએ અર્પેલાં, ભાષા અને વિચાર આદિ વસ્ત્રાલંકારોથી સુશોભિત બની આપણાં તેમ જ અન્ય ભાષાભક્તોનાં મન હરવા શક્તિમાન થઈ છે.

આવી ગૂર્જરી ગિરા જેઓની માતૃભાષા છે, તેવા લોકોના નિવાસસ્થળની મર્યાદા, ઉત્તરમાં કચ્છ-કાઠિયાવાડ અને દક્ષિણમાં મુંબઈ ગણી શકાય. એ બંને વિભાગની રાજધાનીઓ મુંબઈ અને રાજકોટમાં આપણી બીજી અને ત્રીજી પરિષદો ભરાઈ. એ ઉભયની મધ્યમાં જે ચારુતર દેશ છે, તે એક પ્રકારે બે મહાન સત્તાથી વિભક્ત છે. તેના અમુક ભાગમાં બ્રિટિશ સત્તા છે અને અમુક ભાગમાં શ્રીમંત ગાયકવાડ સરકારનું શાસન પ્રવર્તે છે. પ્રથમની રાજધાની અમદાવાદમાં આપણી પ્રથમ પરિષદ ભરાઈ, દ્વિતીયની રાજધાની આ સુશોભિત વટપદ્ર-વડોદરા નગરીમાં ક્રમે કરી, વર્તમાન ચોથી પરિષદ ભરવાનો લાભ આપણને પ્રાપ્ત થયો છે.

### વડોદરા નગર

પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરતાં, વટપદ્ર નામથી આ નગરનો ઉલ્લેખ સુમારે સંવત ૧૧૭૯ માં થયેલો જણાય છે. પ્રારંભમાં જ એ મોટું શહેર હોવું જોઈએ. પછીથી તે અનેક કારણોથી ઉત્તરોત્તર ઉત્કર્ષ પામતું રહ્યું છે.

વર્તમાન નરેશ શ્રીમાન સયાજીરાવનાં ઉત્સાહ, કાર્યદક્ષતા, પ્રજાપ્રેમ આદિ અનેક ગુણસંપત્તિ જે અન્ય રાજાઓને અનુકરણીય છે તેના યોગે કરીને, આ નગરની બાહ્ય તથા અંતર ઉત્કર્ષતાની સીમા ચમત્કાર ઉત્પન્ન કરતી, છલંગો મારતી, વૃદ્ધિ પામતી જાય છે. ટૂંકામાં એટલું જ કહી શકાય છે કે, વડોદરાનું રાજ્ય દેશી રાજ્યોના સમૂહમાં એક આદર્શ અને દર્શનીય થઈ પડ્યું છે.

### વડોદરા રાજ્યના બે મહાન અલંકાર
### ૧-કવિ પ્રેમાનંદ

આ રાજ્યના એક મહાન અલંકારરૂપ મહાકવિ પ્રેમાનંદ આજથી આશરે બસો વર્ષ ઉપર આ નગરમાં થઈ ગયા છે. ગુજરાતી ભાષાના

ગણાતા આરંભકાળ પછી, સુમારે બસો વર્ષનો તે સમય હતો; તેઓના ગ્રંથો સાક્ષી પૂરે છે કે, તેઓ એક સમર્થ વિદ્વાન અને સંસ્કૃત, હિન્દી આદિ ભાષાઓથી સુપરિચિત હતા. પોતાની માતૃભાષાનું કાવ્ય નામનું અંગ, પરમ પુષ્ટ તથા વિશેષ સુંદર કરવા, તેમણે કેડ કશી હતી અને પાઘડી નહિ બાંધવાનું પણ પણ લીધું હતું. તેમણે પોતે શૃંગાર, હાસ્ય, કરુણ આદિ વિવિધ રસોથી છલકાઈ જતા, ઉપમા આદિ અનેક અલંકારોથી વિભૂષિત, નાનાવિધ પદબંધવાળા, અમર કીર્તિ આપનારા ગ્રંથો રચ્યા એટલું જ નહિ પણ, રત્નેશ્વર આદિ શિષ્યરત્નો પણ ઉત્પન્ન કર્યા; તેમની માતૃભાષાની અનુકરણીય સેવાથી ગૂર્જરભાષા સુપોષિત થઈ. કવિરાજ પ્રેમાનંદની કૃતિઓ બે પ્રકારની હતી—એક સામાન્ય વર્ગને માટે અને બીજી ઉચ્ચતર વર્ગને માટે લખાયલી; તેમાંથી પોતાના સમયના લોકહૃદયને આલેખનારી પહેલી, ઘણીખરી, પ્રચલિત ગેય રાગોમાં છે. અને તેમાં નળાખ્યાન, ઓખાહરણ, સુદામાચરિત્ર, મામેરું આદિ ગૂજરાતમાં ઘેર ઘેર ગવાતાં આખ્યાનો લોકપ્રિયતા પામ્યાં છે.

તે સમયે તેનો ઉચ્ચ સત્કાર કરનાર વર્ગના અભાવથી અથવા તો બીજા કોઈ કારણથી, તેમની જ અષ્ટાવક્ર-આખ્યાન આદિ બીજી કૃતિઓનાં સંબંધમાં તેમ થયું જણાતું નથી.

### ૨—અપર રત્ન

### શ્રીમંત નામદાર મહારાજાધિરાજ સયાજીરાવ ગાયકવાડ—તેમના ગૂર્જર સાહિત્ય ઉપર ઉપકારો

ગમે તેમ હો, પરંતુ પ્રેમાનંદ જેવા મહાન પુરુષને તથા રત્નેશ્વર, ધીરો, ભોજો, દયારામ, તથા તેવા જ બીજા પોતાના રાજ્યના અલંકારભૂત સાક્ષરોને યથાર્થ સજીવ અને અમર કરવાના મહત્ કર્મનું અપૂર્વ માન, આરંભમાં નામદાર મહારાજાશ્રીને ઘટે છે. જેમ નામદારશ્રીની સૂક્ષ્મ દૃષ્ટિ રાજ્યતંત્રના પ્રત્યેક નાનામોટા કાર્યને નીરખી રહી છે, તેમ તેઓની મર્યાદામાંથી સાહિત્યક્ષેત્ર પણ બાકી રહેવા પામ્યું નથી. તેઓશ્રીની વિદ્યાવિલાસવૃત્તિ સુપ્રસિદ્ધ છે. તેઓશ્રીએ અનેક ગ્રંથો રચ્યા છે, એટલું જ નહિ પણ તેઓશ્રી એક સુભાષિત વક્તા છે. એવા પુરુષસિંહ સર્વત્ર વિદ્યાને તથા સાહિત્યને ઉત્તેજન આપે એમાં આશ્ચર્ય નથી. આ રાજ્યમાં પૂર્વે છ શાળાઓ હતી

અને તેનું ખર્ચ રૂા, ૧૩,૦૦૦ થતું હતું તેને બદલે હાલમાં, ૩,૦૨૬ નિશાળો થઈ છે અને કેળવણી ખાતે ખર્ચ ૧૪,૦૬,૦૮૬ રૂપિયાનું થાય છે. ગ્રંથકર્તાઓને પ્રતિવર્ષ ઉત્તેજન આપવામાં આવે છે. ગઈ સાલ રૂા. ૨,૫૦૦ તેમને બક્ષિસ અપાયા હતા. વળી સાહિત્યનો લાભ જનસમૂહને રાજ્યમાં સર્વત્ર મળે એટલા માટે પુસ્તકાલયની વ્યવસ્થાના સંબંધમાં પણ વિશેષ-શિક્ષણ અપાય છે. અને પ્રત્યેક મુખ્ય ભાગમાં વિદ્યાપ્રચારાર્થે મહાન પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં છે. વળી રાજ્યને ખર્ચે મફત અને ફરજિયાત કેળવણી સર્વત્ર અપાય છે, અને અનેકવિધ વિષયોનું શિક્ષણ ગૂજરાતી ભાષા દ્વારા જ અપાય, એવી એક મહાન સંસ્થા સ્થાપવા પૂર્વે, તે કામને યોગ્ય શિક્ષકો તૈયાર કરવા એક શાળા પણ તેઓશ્રીએ ચાલુ કરાવી છે. અર્થાત્ વિદ્યાની પ્રવૃત્તિ સારુ જેટલું આવશ્યક છે, તેટલું બધું આ રાજ્યમાં એકત્ર કરાયેલું જોવામાં આવે છે.*

આ સર્વ, નામદાર મહારાજાશ્રીને નિઃસંશય પ્રજાના આભારને પાત્ર બનાવે છે.

---

* મિ. બોર્ડનને ડિરેક્ટર ઑફ સ્ટેટ્સ લાયબ્રેરીઝ ઠરાવીને પુસ્તકાલયોની સારી વ્યવસ્થા કરાવી છે. લક્ષ્મીવિલાસ લાયબ્રેરીને સેન્ટ્રલ લાયબ્રેરી યોજી છે. ત્યાંથી રાજ્યના બહારનાં ગામોમાં પુસ્તકો મોકલવામાં આવે છે. વડોદરા શહેરમાં ૧,૦૦૭ સેંટ્રલ લાયબ્રેરીનાં મેમ્બર છે. પ્રતિ દિવસ ૧૦૦ સુધી પુસ્તકો વાંચનારમાં ફેરવવામાં આવે છે. રીડિંગ રૂમમાં ૨૦૦ વર્તમાન પત્રો અને ચોપાનિયાં રાખવામાં આવે છે. નિત્યના વાંચનારની સંખ્યા ૧૯૦ની હમણાં થવા જાય છે. રાજ્યનો દાખલો જોઇને તેમના સરદાર નવાબ મીર સદ્રૂદ્દીન હુસેનખાન જેઓ ઉર્દૂના લેખક છે, તેમણે આઠ પુસ્તક રચી તેની ૧૫ હજાર પ્રતિ લોકોને મફત વહેંચી છે. તેમણે એક સારી ઇમારતમાં લાયબ્રેરી સ્થાપીને મોટો પુસ્તકસંગ્રહ જનસમુહને સોંપી દીધો છે. ઉપયોગ કરનારાને એનો મફત લાભ મળે છે.

હમણાં ૨૪૨ સર્ક્યુલેટિંગ લાયબ્રેરી સ્થપાઇ ચૂકી છે. ગામડાંની લાયબ્રેરીને શહેરની લાયબ્રેરી પુસ્તક પૂરાં પાડે એવી એક સુલભ યોજના કરવામાં આવી છે. ૩૦ થી ૪૦ પુસ્તકો એક કેસમાં રાખીને ફેરવી શકાય એમ કર્યું છે; તેથી ઘેર બેઠાં વાંચવાને સ્ત્રીઓને ઘણી અનુકૂળતા થઈ પડી છે. વળી સેન્ટ્રલ લાયબ્રેરીને અનુકૂળ આવે એવું એક મહાન પુસ્તકાલય બંધાવવાની યોજના ચાલે છે.

પ્રસ્તુત ગૂજરાતી ભાષાના સંબંધમાં નામદાર મહારાજાશ્રીએ જે સમદષ્ટિ અને ઉદારતા દર્શાવ્યાં છે તે, અત્યંત પ્રશંસાને પાત્ર છે. તેમની જ આજ્ઞાથી સ્વભાષા દ્વારા વિજ્ઞાન આદિનું શિક્ષણ આપવા કળાભુવનની સ્થાપના થઈ અને જ્ઞાનમંજૂષા-ગ્રંથાવલિની યોજના થઈ. અને તેઓશ્રીની જ આજ્ઞાથી પ્રાચીન ગૂર્જર કાવ્યસાહિત્યના રત્નખાણરૂપ પ્રાચીન કાવ્યમાળાના ૩૫ સટીક અંકો પ્રસિદ્ધ થયા. એ અંકો પ્રેમાનંદ, દયારામ આદિના યશઃશરીરને કાળબળથી નાશ થતાં અટકાવવામાં સારા સાધનભૂત થયા. એ શુભ કાર્યની યોજનામાં મારા સન્મિત્ર રાજ્યનીતિવિશારદ દીવાન બહાદુર મણિભાઈ જશભાઈ પણ આદ્ય સૂચકરૂપે ભાગી હતા. તેમનો એ ઉપકાર ગૂર્જરપ્રજાએ સંભારી રાખવા યોગ્ય છે. એ કાર્યારંભના ઉપરી, મારા મિત્ર રાવબહાદુર હરગોવિંદદાસે તથા કાવ્યસંશોધન અને ટીકાના કાર્યના અગ્રણી રા. રા. છોટાલાલ નરભેરામે પણ જે યથાયોગ્ય શ્રમ લીધો છે તે પણ ધન્યવાદને પાત્ર છે.

વળી આ રાજ્યમાં પુણ્યતમ અને પુરાતન સ્થળો બહુ સંખ્યામાં છે. જેવાં કે ગૂજરાતની પ્રાચીન રાજધાની અણહિલવાડ પાટણ, સિદ્ધપુર પાટણ, તેથી પણ વિશેષ પુરાતન સુપ્રસિદ્ધ વડનગર, કારવણ (કાયાવરોહણ તીર્થ), ચાણોદ, કર્નાળી, મોઢેરા, ડભોઈ ઇત્યાદિ છે. તેમાંથી ડભોઈનાં પુરાતન કામોનું એક સચિત્ર પુસ્તક મહારાજાશ્રીએ બહુ દ્રવ્ય ખરચીને પ્રસિદ્ધ કરાવી, આ વિષયમાં પણ પોતાની અભિરુચિ અને પ્રસન્નતા દર્શાવ્યાં છે. એ આદિ અનેક નાનાં મોટાં કાર્યો એઓશ્રીની દેખરેખ નીચે થયાં છે. વળી સુપ્રસિદ્ધ વિદ્વાન સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ દ્વિવેદીને ખાસ આશ્રય આપી, અણહિલવાડ પાટણના જગદ્‌વિખ્યાત પ્રાચીન જૈન ભંડારો તપાસાવી તેમાંથી ઉપલબ્ધ કેટલાએક સારા ગ્રંથોનાં ભાષાંતર કરાવી પ્રકટ કરાવ્યાં છે.*

---

***ત્યારપછી આ ભાષાંતરનું કાર્ય ચાલતું રાખવાને રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા એમ. એ. ની પસંદગી કરવામાં આવી છે. તેઓ સારા લેખક હોતાં ઘણાં પુસ્તક પ્રકટ કર્યાં છે. કેળવણી અપાતી શાળાઓ અને તેને લગતી યોજનાઓ, સુદૃઢ અને સરળ હેતુથી, હૃદયપરીક્ષણ આદિ ગ્રંથોનાં રચનાર રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતને પસંદ કરીને યુરોપ મોકલવામાં આવ્યા હતા. તેઓ ૧૯૦૭ ઑક્ટોબર માસમાં અઢી વર્ષનો અનુભવ મેળવી પાછા આવ્યા. દોઢ વર્ષ સુધી તો લંડનની યુનિવર્સિટીમાં ખાસ અભ્યાસ કરી અનુભવ મેળવ્યો, અને પછી ફ્રાન્સ,**

આ પ્રમાણે વિદ્યાવૃદ્ધિનાં મુખ્ય સાધનો ઉપર ઘણી કાળજી રાખવામાં અગ્રણી નરેશરત્નની સાહિત્યસેવા વિષે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

ભારતવર્ષના રાજલક્ષ્મીના નિવાસરૂપ રાજામહારાજાઓએ આવાં ચરિત્રનું અવશ્ય અનુકરણ કરી, સ્વરાજ્યમાં વિદ્યાલક્ષ્મીની સુવૃદ્ધિ કરવી બહુ યોગ્ય છે. તેમ જ, ગૂજરાતી ભાષાનાં અભિમાની વિદ્વાનોએ પણ પ્રેમાનંદની મતિ અને કૃતિને અનુસરવા સદા ખંતીલા રહેવાની કાળજી રાખવી ઘટે છે.

### ગત પરિષદોનું પશ્ચાદવલોકન

ગત આઠ વર્ષમાં ત્રણ પરિષદો ભરાઈ ચૂકી. તેઓમાં નાના વિષય સંબંધી અનેક ઉચ્ચાવચ પંક્તિના નિબંધો આવ્યા હતા. તેમાં કેટલાએક સૂચનાત્મક હતા અને કેટલાએક વસ્તુપ્રકાશક હતા, તો કેટલાએક અધિક ચર્ચાને અવકાશ આપે એવા હતા. નિર્દિષ્ટ યાદી શ્રમ લઈને તૈયાર કરવામાં આવી હતી. તેમાંના વિષયોમાંથી ઘણા ઉપર એક પણ નિબંધ ન હતો, ત્યારે કોઈ કોઈ વિષય ઉપર અનેક નિબંધ આવ્યા હતા. હજી ઘણા વિષયો અચુંબિત રહ્યા છે. તે સંબંધી સારાં લખાણ થઈને ઉત્તરોત્તર ઉત્તમ નિબંધો લખાતા જાય, તેમ જ સારી રીતે ચર્ચા થઈને લખાયલા નિબંધોમાંથી સાર ખેંચાઈ, નિર્ણય ઉપર આવીને તેમાંથી કંઈ લોકોપયોગી કાર્ય ઘડાઈ તેની પ્રસિદ્ધિ થાય, એવી મારી સબળ ઇચ્છા છે.

આવા પ્રકારના સત્વર નિર્ણય આવવા જેવા વિષયોમાંથી

---

જર્મની, સ્વીટ્ઝર્લૅન્ડ આદિ દેશોમાં અપાતા શિક્ષણની પદ્ધતિનું તમણે મનન અને અવલોકન કરી, વિગતવાર રિપોર્ટ કર્યો અને ૧૯૦૯માં એ વિષય ઍજ્યુકેશન કમિશન આગળ, મિ. સ્લૅડનના પ્રમુખપણા નીચે ચર્ચાયો. દેશી ભાષામાં ઉચ્ચ શિક્ષણ તો આપવું એ સ્તુત્ય છે એમ સ્થપિત થયું, પણ તે વ્યવહારુ નથી એમ તે સમયે ગણવામાં આવ્યું. તથાપિ, છેવટે મહારાજશ્રીને આ નિર્ણય યોગ્ય લાગ્યો નથી એ આગળ આવતા કથનથી સમજાશે. વળી મહારાજશ્રીએ ધર્મ અને નીતિના શિક્ષણની યોજના કરવા માટે રા. ડાહ્યાભાઈ લલ્લુભાઈ પુરોહિતને યુરોપમાં મોકલ્યા. તેઓ ત્યાં જઇ નિરીક્ષણ કરી આવ્યા છે અને તે સંબંધમાં તેમનો વિગતવાર રિપોર્ટ રજૂ થતાં આ અગત્યનાં સંબંધમાં અતિ ઉત્તમ યોજના ચાલુ થશે એવો પૂરો ભરોસો છે.

પરિષદે એક જોડણી વિષેનો અગત્યનો વિષય ચર્ચા અને નિર્ણય માટે હાથમાં લીધો છે. એ વિષય અધિક ઊહાપોહ કરવા જેવો, વધુ અગત્યનો હોતાં, તેનું નિરાકરણ સત્વર કરી નાખવાની ઘણી અગત્ય છે. આ વિષયમાં વિવાદનાં સ્થાન ઘણા છે અને તે અગત્યનાં છે ખરાં, પણ તેનો જ્યારે ત્યારે પણ અંત આણ્યા વિના સિદ્ધિ નથી. કેમ કે, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગૂર્જર ભાષાનો કોશ રચવાનું જે ઉપયોગી કાર્ય હાથમાં લીધું છે, તેમાં આપણી પરિષદે નિર્ણય કરેલા નિયમાનુસાર શબ્દોની જોડણી દાખલ થાય, તો તે આપણે એક મહાન કાર્ય કર્યું ગણાશે.

રાજકોટની પરિષદથી આપણી પરિષદની કાર્યવહીમાં દાખલ થયેલો બીજો વિષય યુનિવર્સિટીની કેળવણીમાં દેશી ભાષાઓનો પ્રવેશ કરાવવા વિષેનો છે. આ વિષે પ્રથમ પ્રયત્ન ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેએ કર્યો હતો. આવા પ્રકારની સૂચનાઓ જેમ પ્રારંભમાં વિવાદને પાત્ર થઈ, તેમાં નાના પ્રકારના વિઘ્નો નડે છે તેમ, આ વિષયમાં પણ થયું હતું. તો પણ આવા ઉપયોગી અને મહાન કાર્યમાં ભગીરથની પેઠે પ્રયત્ન કરવામાં ઉત્તરાધિકારીઓ મંડ્યા રહેવાથી શુભ પરિણામ આવી ચૂક્યું છે. યુનિવર્સિટીની આદિ અને અન્તની બે પરીક્ષાઓ–મેટ્રિક્યુલેશન તથા એમ.એ. એ બેમાં દેશી ભાષાઓને સ્થાન મળ્યું છે. એના પરિણામરૂપે ગૂજરાતી પુસ્તકોનું અધિક વાચન તથા લેખન વિસ્તરાવા માંડ્યું છે. અને ભાષાદિમાં સુધારો અનેક દિશામાં પ્રકટ થતો જોવામાં આવે છે. હમણાં બી. એ. ની પરીક્ષાઓમાં પ્રાચીન દેશી ભાષાઓને દેશવટો આપવામાં આવ્યો છે; તો તેનું સ્થાન આપણી વર્તમાન ભાષાઓને આપવામાં આવે એટલા માટે, પ્રયત્ન ચાલતો કરવાનું કામ મને અગત્યનું લાગે છે. કારણ કે મારું માનવું એવું છે કે. અનેક જાતિના સમાજો પર સાહિત્યની પ્રબળ અસર થાય છે અને તે સાહિત્યની ઉન્નતિ અને વિસ્તાર સારુ તેનું પરિશીલન ફરજિયાત થવાની અગત્ય છે. કારણ કે ઘણી વાર જોવામાં આવે છે કે, આ સંસારની અનેક ઉપાધિઓ, તથા મનુષ્યગત નાનાવિધ દોષોને લીધે, અમુક કાર્યો ગમે તેવાં લાભદાયક અને સારાં હોય છે, તો પણ તે ફરજ–ધર્મના બંધન વિના સારી રીતે પ્રાપ્ત કરી શકાતા નથી.

## દેશી ભાષા દ્વારા ઉચ્ચ કેળવણી

વળી આ હેતુ સિદ્ધ કરવા સારુ દેશી ભાષામાં ઉચ્ચ કેળવણીનાં વિષયો વિદ્યાર્થીઓને શીખવવાની વ્યવસ્થા અતિશય અગત્યની છે. વિદેશીય વિષયો, વિદેશીય ભાષામાં સમજાવવા કરતાં સ્વદેશી ભાષામાં શીખવવા વધારે ઉચિત છે, કેમ કે તેથી, વિદ્યાર્થીઓને પણ તે વિષય સમજવાની સરળતા થાય છે.

માતૃભાષા દ્વારા જેમણે સારી અને સંગીન કેળવણી લીધેલી હોય છે, તેમની લેખનશૈલી અભ્યાસે કરીને છટાદાર થયેલી જોવામાં આવે છે. બ્રિટિશ સરકારે કૃપાવંત થઈને સન ૧૮૦૦ પછી તેની પ્રથમ પચ્ચાશીથી. ખુદ મહેતાજીઓ તૈયાર કરવા માટે, મુંબઈમાં નૉર્મલ સ્કૂલ સ્થાપી, ત્યારપછી દેશી ભાષામાં કેળવણી આપવાનો આરંભ થયો. દેશી ભાષાનો સારો અભ્યાસ કરીને જેઓને પછવાડેથી અંગ્રેજી ભાષામાં કેળવણી લેવાનો લાભ મળ્યો, તેઓ સામાન્ય રીતે સારું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા, અને તેઓએ દેશી ભાષામાં લેખ લખવા માંડ્યા. તેથી તેઓ પરિણામે સારા લેખકો નીવડ્યા છે એમ આપણા જોવામાં આવ્યું છે. કેળવણી ખાતા માટે નૉર્મલ સ્કૂલ દ્વારા અથવા બીજી રીતે ઉચ્ચ પ્રકારનું શિક્ષણ પામી, યોગ્યતા મેળવેલા જનોમાં કવિ નર્મદાશંકરની પણ પ્રથમ ગણના હતી. તેઓ કતાર ગામના મહેતાજી નિમાયા હતા અને છેવટ મુંબઈમાં આવી સાહિત્યના ઉત્સાહમાં મંડ્યા રહેવાથી પછવાડેથી. પોતે મેળવેલી યોગ્યતાને પાત્ર થયા હતા.

મુંબઈમાં આ સ્કૂલ સ્થપાયા પછી અમદાવાદમાં નૉર્મલ સ્કૂલ પ્રથમ સ્થપાઈ અને તેમાં રા. સા. મહીપતરામ નિમાયા. તેઓ યુરોપમાં જઈ, ત્યાંની શિક્ષણપદ્ધતિનું અવલોકન કરી આવ્યા. ગૂજરાતી નિશાળોમાં સારું જ્ઞાન મેળવ્યા પછી જેઓ નૉર્મલ સ્કૂલમાં દાખલ થયા, તેઓમાં ઉપર જણાવ્યું તેમ, જેમણે અંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત કર્યું તેઓ સારા લેખકો થયા છે એટલું જ નહિ પણ તેઓ જ્યાં જ્યાં ગયા છે, ત્યાં ત્યાં વિદ્યાવૃદ્ધિનાં કાર્ય કરવામાં, સામાન્ય લોકોને બોધ આપવામાં અને કેળવણીના લાભ આપવામાં આગેવાન નીવડ્યા છે. રા. સા. મહીપતરામ પોતે સારા ગ્રંથકાર હોવાથી, તેમના શિષ્યો પણ તેમનું અનુકરણ કરવા લાગ્યા હતા. મારા મિત્ર હરિલાલ તથા તેમના જોડિયા રા. હરિવલ્લભ આદિ તેમાં રહેલા ઘણા બતાવી શકાય એમ છે. મુંબઈમાં સાપ્તાહિક 'સત્યવક્તા' ચલાવનાર પણ રા. હરિલાલ હતા.

માતૃભાષા દ્વારા સારી કેળવણી લીધેલા કેવા નીવડે છે તેનાં હજી વધારે દાખલા બતાવી શકાય એમ છે; પણ તેના વિસ્તારમાં નહિ ઊતરતાં એટલું જ કહેવું બસ છે કે, હવે તો દેશી ભાષામાં ઉચ્ચ કેળવણી આપવાનો સમય એની મેળે જ પ્રાપ્ત થયો છે. ચોથા ધોરણ સુધી ગૂજરાતી શાળામાં અભ્યાસ કરી, અંગ્રેજી શાળામાં દાખલ થયેલા કોઈ ભાગ્યે જ સારા લેખક થયા હશે; પણ જેઓ દ્વિતીય ભાષા તરીકે સંસ્કૃત ભાષા લઈને પોતાનું દેશી ભાષાનું જ્ઞાન ઉત્તમ કરી શક્યા છે, તેઓ જ સારા લેખક નીવડ્યા છે. પ્રથમ તો મફત કેળવણી આપવામાં આવતી અને પુસ્તકોના પૈસા બેસતા નહિ. હમણાં ભારે ફી આપવી પડે છે. વીશીખર્ચ દસથી તે પંદર રૂપિયા સુધી ભરવું પડે છે, તેથી ગરીબ છોકરાઓ ઊંચી કેળવણીનો લાભ લેતા અટકી પડ્યા છે. તેઓની આંતરડી ઠારવાને દેશી ભાષામાં મફત ઉચ્ચ કેળવણી આપવાની યોજના કરવાની ખરેખરી અગત્ય આપણે શિરે આવી પડી છે.

નાના પ્રકારની વિદ્યા-વિજ્ઞાનશાસ્ત્રના પેટામાં આવી જાય છે. તેની કેળવણી દેશી ભાષા દ્વારા આપવાની પાઠશાળાઓ સ્થાપવામાં આવશે, તો આ કાર્યની સારી રીતે સિદ્ધિ થશે. આવી પાઠશાળાની અગત્ય નામદાર શ્રીમંત સયાજીરાવ મહારાજ સાહેબના ધ્યાનમાં બરાબર ઊતરી છે, એ ખુશી થવા જેવી વાત છે. આ વિદ્યાવિલાસી મહારાજા સાહેબે મરાઠી સાહિત્ય પરિષદને પોતાની રાજધાનીમાં ભરવાનુ માન આપ્યું હતું, તે પ્રસંગે તેઓ શ્રીમુખે વદ્યા હતા કેઃ—

"દેશી ભાષાઓ દ્વારા ઊંચામાં ઊંચી કેળવણી, શુદ્ધ અપાતી થવી જોઈએ એવું મારું મત પણ છે. દેશી ભાષાઓની ઉન્નતિ કરવી જોઈએ; દેશી ભાષાઓ દ્વારા શિક્ષણ આપવાનો આરંભ જ્યારે યુનિવર્સિટી કરવાની હોય ત્યારે કરે, પણ અમે શરૂઆત કરવાના છીએ. આખા રાષ્ટ્રના ઉદ્ધાર માટે દેશી ભાષાઓ જ સાધન હોઈ શકે."

આવા સુદૃઢ જેમના વિચાર જે આપણને જ બોધ કરે છે, તેમને વિનવવા જવાનો અવકાશ ક્યાં રહે છે! '**राजा कालस्य कारणम्।**' પોતે વિદ્યાવૃદ્ધિનો યુગ વર્તાવી દીધો છે. પોતે શ્રીમુખે વદ્યા તે જ પ્રમાણે વર્ત્યા છે. આ સ્થાને કહેવાને હર્ષ ઉત્પન્ન થાય છે કે, એ કૃપાળુ મહારાજશ્રી પોતે જ ગૂજરાતી પાઠશાળાનો પ્રારંભ કરી ચૂક્યા છે. મહારાજશ્રીના બેતાલીસ મોટાં નગર અથવા શહેર છે, ત્યાં

ઉચ્ચ કેળવણીનાં ધોરણે શિક્ષણ આપવાની યોજના થાય છે અને ત્યાંથી પસાર થનારા અભ્યાસીઓ ગૂર્જર પાઠશાળામાં દાખલ થાય, ત્યાં જે ઉચ્ચ જાતિનો અભ્યાસક્રમ યોજેલો હોય, તેની પરીક્ષામાં જેઓ પાસ થાય, તેઓને ક્રમવાર પદવીઓ આપવામાં આવે, તેમ જ તેમાં પાસ થયેલાઓને સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવે, તો આવી પાઠશાળાની સ્થિતિ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય એમાં નવાઈ નથી. મને લાગે છે કે, આવી યોજના નામદાર મહારાજશ્રીએ ધારી રાખી હશે જ અને તેમનું યથાયોગ્ય પરિણામ આપણે સત્વર જોઈશું.

નામદાર ગાયકવાડ સરકારની મોટી વસ્તીને*ગૂર્જર ભાષામાં ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી લેવાનાં સાધનો મળવાથી, તેઓની ઉન્નતિ થવામાં પણ વાર લાગવાની નથી. આખી વસ્તીમાં હમણાં ભણનારાની સંખ્યા ૧,૮૫,૪૭૭ થાય છે, તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જશે.

આપણી બ્રિટિશ રાજ્યની ગૂજરાતી પ્રજા માટે ગૂર્જર પાઠશાળાઓ સ્થાપવા આપણે પ્રયત્ન કરીશું તો તે પણ બની શકે એમ છે. વિદ્યાખાતાના ઉપરી અધિકારીઓનો અભિપ્રાય દેશી ભાષા દ્વારા ઉચ્ચ કેળવણી આપવાનો જણાયો હતો.

### સાહિત્યનો પ્રદેશ—જનસમાજની ઉન્નતિ સાથે સંબંધ

આટલું ગત પરિષદોએ ઉપાડેલી કાર્યવાહી સંબંધી જે સૂચન કરવા યોગ્ય હતું, તે મેં દર્શાવ્યું છે. વાચનમાળાનો પ્રશ્ન પણ તેણે ઉપાડ્યો છે. પરંતુ તે માટે એક સ્વતંત્ર કમિટી નિમાયલી હોવાથી એ પ્રશ્નમાં ઊતરવું એ યોગ્ય નહિ લાગવાથી, હવે હું પ્રાકૃત સાહિત્ય આદિ સંબંધમાં મારા વિચારો યથાશક્તિ જણાવું છું.

સાહિત્ય શબ્દપ્રધાન અર્થમાં જેટલું વાઙ્મય છે તેને લાગુ પડે છે; પણ ગૌણ અર્થમાં તે આનંદ સહિત ઉપદેશ આપનાર એવા કાવ્યાદિના અર્થમાં વપરાય છે. આપણે એ સંકુચિત અર્થનો ત્યાગ કરી જ્ઞાન માત્ર-તેના વિષયો અને તેનાં સાધનો-એ સર્વનું ગ્રહણ કરવાનો છે. અને એ જ દૃષ્ટિબિન્દુ લક્ષમાં રાખીને, સાહિત્ય પરિષદોમાં

* ૧૦,૫૫,૧૩૫ પુરુષો, અને ૯,૭૬,૯૬૭ સ્ત્રીઓ સાથે કુલ ૨૦,૩૨,૭૯૮ માણસની વસ્તી છે. ૪૨ શહેર અને ૩૦૫૪ ગામ છે; તેમને માટે ૪૧ અંગ્રેજી અને ૨૯૯૫ ગુજરાતી નિશાળો છે. આ ઉપરથી જણાય છે કે, માત્ર થોડાં જ ગામ નિશાળ વિનાનાં બાકી હશે.

અપેક્ષિત નિબંધોના વિષયોની યાદીઓ વિસ્તારમાં આપી છે. પ્રથમ પરિષદના પ્રમુખ સદ્‌ગત સાક્ષર શ્રી. ગોવર્ધનરામે પોતાનાં ભાષણમાં સાહિત્યને માત્ર ઉપર જણાવેલા દ્વિતીય અર્થમાં લઈને તેના વિભાગો દર્શાવ્યા હતા; અને તેનો આરંભકાળ આશરે ૧૪૦૦ નો દર્શાવ્યો હતો. બીજી પરિષદના પ્રમુખ સાક્ષર શ્રી. કેશવલાલે, પોતાના ભાષણમાં પ્રધાન પણ આશરે તે કાળને દોઢ-બે શતક પૂર્વે ઠરાવવા પ્રયત્ન કર્યો હતો. ત્રીજી પરિષદના પ્રમુખ મારા મિત્ર દી. બા. અંબાલાલભાઈએ એક લિપિ, જોડણી, શબ્દો આદિ સાહિત્યના દેહભૂત વિષયો ઉપર વિચારદૃષ્ટિને પ્રેરી હતી. એ સર્વ ઉપયોગી વિષયો હતા.

સાહિત્યની સમાજ ઉપર અને સમાજની સાહિત્ય ઉપર અસરો રૂપ જ જે પરસ્પર, ઉપકાર્ય-ઉપકારક ભાવ છે, તે આપ સર્વના લક્ષમાં છે જ. સાહિત્યની ઉન્નતિ એ સમાજની પ્રગતિ છે અને સમાજની પ્રગતિ એ નવા નવા સાહિત્યને પ્રકટ કરાવી તેને વિસ્તારે છે. જેમ જેમ વાચક વર્ગ અધિક જ્ઞાનની ઉપલબ્ધિ સારુ, ઉચ્ચ વિષયો ગ્રહણ કરવા સારુ જિજ્ઞાસુ થાય છે, તેમ તેમ લેખક વર્ગને નવા નવા શબ્દો અને વિચારદર્શન શૈલીની જરૂર પડતી જાય છે; વાક્યો આદિની રચનામાં અધિક સાવધાન થવું પડે છે અને એ પ્રકારે તેઓ ભાષાના શબ્દકોષ, વિચારદર્શન તથા લેખનશૈલીની અભિવૃદ્ધિ કરે છે.

## સાહિત્યના વિભાગો

વિષય પરત્વે સાહિત્યના ત્રણ વિભાગો પડે છે. કાવ્ય (Poetry) દર્શન (Philosophy), અને વિજ્ઞાનશાસ્ત્ર (Science). એમાં વિજ્ઞાન એ ઐહિક-એટલે સૃષ્ટિજન્ય પદાર્થો સાથે સંબંધ ધરાવે છે. દર્શનનો સંબંધ ઈશ્વરાદિ પારલૌકિક પદાર્થો પરાયણ છે. આ બન્ને વિષયો ઘણાં ગંભીર હોતાં શ્રમ વિના એકદમ સાધ્ય થઈ શકે તેવાં નથી.કાવ્યનો વિષય નૈસર્ગિક હોતાં મનુષ્ય પ્રાણીનાં મનમાં એની મેળે સ્વાભાવિક રીતે ઉદ્ભવેલા રહે છે, અને સમાજ ઉપર તે સત્વર અસર કરી શકે છે, તેથી જ પૂર્વકાળથી આરંભમાં કાવ્યસાહિત્યની યોજના થતી આવી છે, કેમ કે એ, મનને પ્રસન્નતાપૂર્વક કઠિણ વિષયોમાં પણ અભિમુખ કરાવે છે, અને શ્રમિત થયેલાં મનોને વિનોદ પ્રાપ્ત કરાવે છે, તથા સુજ્ઞોને અર્થાત અનુભવીઓને સંસારની સ્થિતિનું દર્શન અને ભાન કરાવે છે, આવો વિવેક હોવાથી સાહિત્યની ઉત્પત્તિ

અને તેનાં અંગોનાં વિકાસનાં સંબંધમાં સર્વ ભાષાઓમાં કાવ્ય-સાહિત્ય વધારે લોકપ્રિય અને વિસ્તાર પામેલું જોવામાં આવે છે. આપણી ગૂજરાતી ભાષામાં તો આત્મજ્ઞાનાદિ વિષયનો પ્રચાર કવિતાના સાધન દ્વારા થએલો છે. પરંતુ વિજ્ઞાનની તેટલી ઉન્નતિ થતી અટકી પડી છે. તેનાં કારણ એ છે કે, માયાના પ્રપંચમાંથી જ્ઞાનીઓ વિમુક્ત થતા ગયા, આ નાશવંત સંસાર ઉપરથી તેમની વૃત્તિ વિરામી ગઈ, તેઓ જ નાનાપ્રકારની વિદ્યા શીખવનારા હતા, અને નાના પ્રકારની હમણાં જે શોધ થતી જોવામાં આવે છે, તેમાંની જે તે સમયે પ્રચલિત હતી તે તેમણે વિસારી દીધી, અને પરિણામે તેમનું શિક્ષણ આપનારાં રહેતાં રહેતાં બંધ થઈ ગયાં. વળી આ દેશમાં અન્ન-પાનાદિની જોઈએ એટલી અનુકૂળતા હોવાથી સર્વનો નિર્વાહ સારી રીતે ચાલવા લાગ્યો, એટલે તેમને તે માટે વિશેષ કડાકૂટ કરવાની અગત્ય રહી નહિ. પરંતુ સમય વિતતો ગયો તેમ તેમ, દેશની સમૃદ્ધિ જોઈને બહારના લોકોનું આગમન થવા લાગ્યું અને સમયે સમયે તેમનાં તરફથી દેશ ઉપર આક્રમણો થવા લાગ્યાં. તેમાં વળી, કળિયુગના યોગે કરીને માંહોમાંહે આન્તરકલહો ચાલતા જ રહ્યા.

પરંતુ ગત શતકથી એ કલહો બ્રિટીશ સામ્રાજ્યની શીતળ છાયા નીચે, નષ્ટપ્રાય થઈ ગયા છે. એટલે હવે ઠરીને બેસવાનો વારો આવ્યો છે. તેથી નવીન દિશામાં સાહિત્ય હવે ક્રમે ક્રમે પ્રગતિ કરવા માંડી છે.

બ્રિટિશો સાથે આપણો સંબંધ વ્યાપાર દ્વારા થયો હતો. એ સંબંધ ઈશ્વરેચ્છાથી બહુ દિશામાં વિસ્તૃત થઈ ગયો, અને સંક્ષેપમાં કહીએ તો વર્તમાનકાળમાં પરસ્પર વ્યાપારે એક વિલક્ષણ સ્વરૂપ ધર્યું છે; તે એ છે કે, આવતા સમયમાં પશ્ચિમવાસીઓએ વિજ્ઞાનની જે વૃદ્ધિ કરી છે, તેનો લાભ તેઓ આપણને આપે છે અને તેના બદલામાં, આપણાં પૂર્વજોએ જે અપૂર્વ અને અલૌકિક રહસ્યમય આધ્યાત્મિક આદિ સુપ્રતિષ્ઠિત કર્યું છે, તેનો લાભ તેઓ લે છે.

આપણું ગૂજરાતી કાવ્યસાહિત્ય કાલકૃતભેદથી બે પ્રકારનું છે. એક પ્રાચીન અને બીજું અર્વાચીન.

## કાવ્ય સાહિત્ય

ગૂજરાતી ભાષાનું ઉપલબ્ધ પ્રાચીન કાવ્યસાહિત્ય ભારત-સન્માન્ય પરમભક્ત નરસિંહ મહેતાથી આરંભાતું બહુ જૂનો ગણું

છે. એ સમય ભક્તિનો હતો, ધર્મનો હતો. ગૂજરાતમાં ગીતગોવિંદ, ભાગવત આદિ કૃષ્ણલીલાનાં વર્ણન કરનારાં કાવ્ય અને પુરાણોએ સારો પ્રવેશ કર્યો હતો. તેનાં સંસ્કારોથી નરસિંહ મહેતા તથા તેનાં સમકાલીન કવિઓની કવિતા રચાયેલી છે. જેમ કવિ ભાણ તથા ભીમે સંસ્કૃત કાદંબરી, ભાગવત, પ્રબોધચંદ્રોદય આદિનાં વધઘટ કરેલાં અવતરણો ગૂજરાતી ભાષામાં કર્યાં, તેમ છૂટક પદો અને રાગબદ્ધ કવિતા પણ બની. મુખ્યત્વે તે કવિતા ધર્મમૂલક છે. તે પછીના શતકમાં નાના પ્રકારનાં પદોને બદલે પૂરાણમૂલક અનેક મોટાં જુદાં જુદાં આખ્યાનો ગેય રાગોમાં રચાવા માંડયા, અને તે લોકોમાં બહુ પ્રચલિત થયાં. આવા લેખકોમાં વિષ્ણુદાસ મુખ્ય હતા. ત્યાર પછીના શતકમાં આવાં આખ્યાનો ઉપરાંત લૌકિક વાર્તાઓ કવિતામાં રચાવા માંડી; એમાં શામળભટની વાર્તાઓ મુખ્ય છે. આ સમયમાં છપય આદિ જાતિ અને બીજા છંદોનો ઉપયોગ થવા માંડયો. પ્રેમાનંદનો શિષ્ય રત્નેશ્વર સંસ્કૃત સુપઠિત કવિ હતો. તેણે વસંતતલિકા આદિ વૃત્તોમાં કવિતા રચી. એ સમયમાં ગૂર્જર કાવ્યસાહિત્ય બહુ વિસ્તાર પામી ગયું છે; એક તરફ શ્રૃંગારાદિ રસમય આખ્યાનો લખાતાં હતાં, તેમ બીજા ભાગમાં શાન્તરસપ્રધાન કવિતાસાહિત્ય પણ સમાન પ્રમાણમાં રચાયું જ જતું હતું. કવિરાજ પ્રેમાનંદ સંબંધી ઉપર કથન થએલું હોવાથી અત્ર તેની પુનરુક્તિ આવશ્યક નથી. અખાએ ઉચ્ચ વેદાંતનો કવિતા દ્વારા પ્રચાર કર્યો અને ધીરો ભોજો આદિ બીજા કવિઓએ સામાન્ય લોકોમાં પ્રિય થઈ પડે એવાં પદોમાં સિદ્ધાંત-દર્શનના સાધનભૂત વૈરાગ્ય આદિનો ઉપદેશ કર્યો.

ગૂર્જર ભાષાના સાહિત્યમાં એક વિલક્ષણતા એ જણાય છે કે, કેટલેક ભાગે જુદા જુદા કવિઓએ, કેવળ શ્રૃંગાર કે કેવળ વૈરાગ્ય વર્ણવ્યો છે, અને કેટલાક ભાગમાં તો એક જ કવિએ એ બન્ને વિરોધી રસોનો ઉત્કૃષ્ટરીતે જનસમાજને આસ્વાદ આપ્યો છે. દયારામની શ્રૃંગાર અને વૈરાગ્ય ઉભય રસની કવિતા છે. સદ્‌ગત ગોવર્ધન-ભાઈના સરસ્વતીચંદ્રમાં આદ્ય બે ભાગમાં તથા અંતિમ બે ભાગમાં એવો રસભેદ છે. એક પાસ નર્મદાશંકર જુસ્સાવાળી તેમ જ શ્રૃંગાર-રસપ્રધાનવાળી કવિતા રચતા જતા હતા, તો બીજી પાસ કવિ દલપતરામ નીતિવર્ધક તેમ જ ઉદ્યોગપ્રેરક કવિતાઓ રચતા હતા. એ પ્રમાણે તેમનામાં પણ આવો ભેદ હતો.

પ્રાચીન કવિઓની શ્રેણીનો સમય ગૂજરાતના સુપ્રખ્યાત કવિ, રસમૂર્તિ દયારામભાઈની હયાતી સુધીનો ગણી, તેનો અંત પણ તે જ સમયે સાથે ગણવો ઉચિત છે.

## ગૂજરાતી જૈન સાહિત્ય

પ્રાચીન કાવ્યસાહિત્યના ક્ષેત્રમાં જૈન લેખકોએ પણ સંગીન વૃદ્ધિ કરી છે, તે આપણાં લક્ષ બહાર રાખવું ઘટતું નથી. ગૂજરાતના ઇતિહાસમાં જૈનોએ બહુ અગ્રણી ભાગ લીધો છે, પણ તે વિષયનો વિસ્તાર કરવાને આ યોગ્ય સ્થળ નથી. જૈન મુનિઓએ ઘણા રાસા, સઝાયો, આદિ અનેક રસપૂર્ણ કવિતા નાના પ્રકારના દેશી રાગોમાં, તેમ જ છંદોમાં લખી છે. સંવત[1] ૧૪૦૦ થી તે સાહિત્યનો પ્રસિદ્ધ આરંભ થયો હોય એમ હમણાં જણાય છે. પ્રારંભ થોડે થોડે થતાં પાછળથી તેમાં બહુ ગ્રંથો રચાયા છે; તેમાં કેટલાક બહુ વખાણવા યોગ્ય કાવ્યગ્રંથો પણ રચાયા છે. જેવા કેઃ—શ્રીપાળરાસ, વસંત-વિલાસ, વિમળમંત્રી રાસ, નળાખ્યાન, નંદબત્રીશી, મૃગાવતી રાસો, મદનરેખા આદિ.

બ્રાહ્મણ તથા જૈન વચ્ચે ધર્મમૂલક વિરોધ હોવાથી, જો કે બન્નેની ભાષા એક હતી પણ, પોતપોતાના ધર્માનુયાયીઓને ઉપયોગમાં આવે તેને માટે, બન્નેને ભિન્ન સાહિત્ય રચવાની અગત્ય પડેલી જણાય છે. આવા ધર્મવિરોધનું સારું પરિણામ એ આવ્યું કે, એથી ભાષા-સાહિત્યના ગ્રંથોની સંખ્યામાં સારો વધારો થયો. ખેદની વાત તો એ થાય છે કે, એક ધર્મના એક માર્ગના પંથીઓ બીજા માર્ગનાં પંથીઓનું ગ્રહણ કરતાં નથી, અને તેથી ગૂજરાતી સાહિત્યની ચર્ચામાં અત્યાર સુધી મોટે ભાગે, જૈન સાધુઓનો જોઇતો ઉલ્લેખ થયો દેખાતો નથી. પણ કાવ્યાદિ જેવા સાહિત્યમાં, ધર્મ જેવા ભિન્ન વિષયને કાંઈ પણ લાગતુંવળગતું નથી, અને જેનું રસ એ જીવન છે. એવું કાવ્યાદિ સાહિત્ય જૈનોએ લખ્યું હોય તો પણ, તે તેના રસવત્તા ધર્મને લીધે સર્વ રસિક વાચકોએ ગ્રહણ કરવા યોગ્ય છે.

(૧) ગૌતમ સ્વામીનો રાસ સંવત ૧૪૧૨માં લખાયેલો તથા બીજો હંસ–વત્સ રાસ એ બે રાજકોટમાં ભરાયલી પરિષદના પ્રદર્શનમાં મુકાયા હતા. સંવત ૧૪૦૫ માં વસ્તુપાળ રાસ, પછી ભારતબાહુ રાસ ઈત્યાદિ રચાયા છે.

અણહિલવાડ પાટણ, જેસલમેર આદિ ભારતનાં અનેક સુપ્રસિદ્ધ સ્થળોએ, પુસ્તકનાં ભંડારો સ્થાપી જૈનોએ, જૈન તેમ જ બ્રાહ્મણ-ધર્મીઓને હાથે રચાયલા અનેક ગ્રંથોનું સંરક્ષણ કર્યું છે. એવો જૈનોનો મહાન ઉપકાર આપણે ભૂલી જવો જોઇએ નહિ.

## શિક્ષણ અને વિદ્યાવૃદ્ધિના પ્રયાસ

પ્રાચીન સાહિત્ય સંબંધી આટલું દિગ્દર્શક જણાવ્યા પછી, હું હવે અર્વાચીન સાહિત્ય સંબંધી જણાવું છું. કૃપાવંત બ્રિટિશ સરકારના આશ્રય હેઠળ નવીન કેળવણી આપવાને અર્થે જે શિક્ષણ અને વિદ્યાવૃદ્ધિના પ્રયાસો આદરવામાં આવ્યા છે, તે અર્વાચીન સાહિત્યનાં ખેડાણમાં મુખ્ય ભાગ ભજવે છે. એ નવીન શિક્ષણપદ્ધતિ અને વિદ્યાવૃદ્ધિના પ્રયાસનાં ઉઘાડેલાં નવીન ક્ષેત્રોમાં તે જમાનાના કેળવાયલાઓએ જે કર્તવ્ય બજાવેલું છે, તે અર્વાચીન સાહિત્યની ઘટનાના પૂર્વરંગ જેવું હોવાથી. તેનું દિગ્દર્શન અત્ર કરવું ઉચિત છે.

ગૂજરાતી પ્રજાને નવીન શિક્ષણ આપવાના હેતુથી સન ૧૮૨૦ માં નેટિવ સ્કૂલ બુક અને નેટિવ સ્કૂલ સોસાયટી સ્થાપવામાં આવી. તે સમયે એલ્ફિન્સ્ટન મુંબઈના ગવર્નર હતા. તેઓનો અભિપ્રાય લોકને દેશી ભાષાઓમાં કેળવણી આપવાનો થવાથી, સન ૧૮૨૨માં 'હિન્દ નિશાળ' અને 'પુસ્તક મંડળ' એવું નામ ધારણ કરેલી સંસ્થા ચાલતી થઇ. તેમાં અંગ્રેજ અધિકારીઓને સામેલ કરવામાં આવ્યા હતા. પ્રથમ પુસ્તકો મરાઠી ભાષામાં રચાયાં. તે વેળાએ કેળવણીના આગેવાન મરાઠી હતા, તેથી તેમણે અથવા તો અંગ્રેજોએ મળીને ગૂજરાતીમાં કેળવણીનાં પુસ્તકોનાં ભાષાન્તર કર્યાં.[1]

---

૧. લિપિધારા, ટાડસ્લીની વાતો, બોધવચન, ઈસપનીતિ (અંગ્રેજીમાંથી મરાઠીમાં થયેલી, તે ઉપરથી ગૂજરાતીમાં ભાષાંતર બાપુ શાસ્ત્રીએ કરેલું.) (નાની) બોધકથા, બાળમિત્ર (અંગ્રેજી ઉપરથી મરાઠીમાં થયેલું, તે ઉપરથી ગૂજરાતીમાં.) પંચતંત્ર (સંસ્કૃત ઉપરથી પ્રથમ મરાઠીમાં થયું અને તે ઉપરથી ગૂજરાતીમાં થયું) ગંગાધર શાસ્ત્રી ફડકેએ રચેલું વ્યાકરણ (નાનું અને મોટું). આ બધાં પુસ્તકો દેવનાગરી લિપિમાં છપાયાં હતાં. 'વિદ્યાના ઉદ્દેશ, લાભ અને સંતોષ' એ નામનું પુસ્તક રેવરેંડ ગૃહસ્થે અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં રચીને છપાવ્યું હતું. 'ઇંગ્લેંડ દેશનું વર્ણન' એવા નામનું લીટી દોરીને ગૂજરાતી અક્ષરે છપાયલું એક પુસ્તક હતું.

પછવાડેથી રણછોડભાઈ ગિરિધરભાઈ આદિ પંડિત ગૃહસ્થો એ દિલચાલમાં દાખલ થયા, ત્યારે ગૂર્જર ગિરાને શોભા મળવા લાગી. તેમના પછી કરસનદાસ મંછારામ,[1] મોહનલાલ રણછોડદાસ[2] અને પ્રાણલાલ મથુરાંદાસ[3] એઓએ સારાં ભાષાંતર કર્યાં. આગળ જતાં સૃષ્ટિજન્ય ઈશ્વર જ્ઞાન, મંત્રશાસ્ત્રનાં મૂળતત્ત્વ, ગ્રીન સાહેબની ખગોળ-વિદ્યા, ઈત્યાદિ ગ્રંથોનો તેમાં ઉમેરો થયો હતો.

પ્રારંભ સમયની એલ્ફિન્સ્ટન પાઠશાળાના આ ગૃહસ્થો અભ્યાસી હતા. એમના પછી એ જ પાઠશાળામાં અભ્યાસ કરનારા અને બીજા ગૃહસ્થો, હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ, મયારામ શંભુનાથ, કરસનદાસ માધવદાસ, કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ, નર્મદાશંકર લાલશંકર, દલપતરામ ખખ્ખર, ઝવેરીલાલ ઉમિયાશંકર, ગંગાદાસ કિશોરદાસ આદિ ગૂજરાતી ભાષાનાં ઉત્કર્ષ માટે સ્થપાયેલ 'બુદ્ધિવર્ધક' હિન્દુ સભામાં ભાષણો આપવાનાં અને આ ભૂમિમાં સુધારાનાં બીજ રોપવાનાં કાર્યમાં અંતઃકરણપૂર્વક મંડ્યા હતા.

આણી તરફ સુરતવાસી દુર્ગાશંકર મહેતાજી, નંદશંકર અને નવલરામ આદિ વિદ્યાવૃત્તિનાં કાર્યોમાં મંડી પડ્યા હતા. અમદાવાદમાં પ્રથમ ભોગીલાલ પ્રાણવલ્લભદાસે વિદ્યાનાં બીજ વાવ્યાં હતાં અને ત્યાંથી ઝવેરીલાલ ઉમિયાશંકર આદિ ઉત્સાહી પુરુષોને મુંબઈની પાઠશાળામાં મોકલવા યોગ્ય કરીને તેમને ત્યાંનાં વિદ્વાન મંડળમાં દાખલ થવાની યોગ્યતાએ પહોંચાડી દેવાને સાધનભૂત થયા હતા. મગનલાલ વખતચંદ અને અદલજી ડોસાભાઈ એઓએ 'ગુજરાતનો ઇતિહાસ' આદિ પુસ્તકો રચ્યાં હતાં. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની ફાર્બસ સાહેબે સ્થાપના કરી હતી. (૧૮૪૮) વર્તમાનપત્રો અને માસિક પણ પછવાડેથી ચાલતાં થયાં હતાં.

પછી અમારો સમય આવ્યો. રા. બ. ભોળાનાથભાઈ, કવિ દલપતરામ, રા. સા. મહીપતરામ, રા. મનસુખરામ, રા. ભાઈશંકર ન્હાનાભાઈ આદિનું મંડળ રચાયું હતું. પ્રથમ જે વિદ્યાભ્યાસક સભા સ્થપાયલી બંધ પડી ગઈ હતી, તેનો મંત્રી મને નીમ્યો હતો.

---

૧. શાળોપયોગી નીતિગ્રંથ.

૨. મરાઠી બખરના બે ભાગનું મરાઠી ઉપરથી ભાષાંતર અને ઇંગ્લેંડનો ઇતિહાસ.

૩. કોલંબસનો વૃત્તાન્ત (અંગ્રેજી ઉપરથી)

અને તે સભા પૂરેપૂરી જાગ્રત કરવામાં અમે સર્વેએ પૂરી કાળજી રાખી હતી. મુંબઇની બુદ્ધિવર્ધક સભામાં કવિ નર્મદ ગર્જના કરી રહ્યા હતા, ત્યારે અમદાવાદમાં કવિ દલપતરામ પોતાની કવિતાની મધુરતાથી સભાનું મનરંજન કરતા હતા. અમદાવાદમાં ધર્મસભા સ્થાપવામાં આવી હતી અને 'ધર્મપ્રકાશ' ચોપાનિયું ચાલતું કર્યું હતું અને ગૂજરાતી ભાષાની વૃદ્ધિ કરનાર અને તેની સેવામાં તત્પર મંડ્યા રહેનાર શાસ્ત્રી વ્રજલાલ પણ આ વેળાએ અહીં જ વિદ્યાપ્રસારનાં આવાં કાર્યોમાં મહાલતા હતા. તેઓ તેના તંત્રી હતા. પાછળથી તેમણે ગૂજરાત વર્નાક્યૂલર સોસાયટીમાં ગૂજરાતી ભાષાનો કોષ રચવાની યોજના પણ કરી હતી.

મારા પરમ મિત્ર સદ્ગત મનઃસુખરામ પ્રથમ મુંબઈ ગયા અને પછીથી હું પણ ત્યાં જવા પ્રેરાયો. તેમ જ બીજા પણ કેટલાક ત્યાં ભેગા થતાં, મુંબઇગરા અને અમદાવાદીનું મિશ્રણ દૂધમાં સાકર ભળ્યા પ્રમાણે વિદ્યાવૃદ્ધિના કાર્યમાં અનુકૂળ થઇ પડ્યું.

સુરાષ્ટ્રની રાજધાની રાજકોટમાં પ્રથમ ભોગીલાલભાઇ અને સુધારાનો ઝુંડો પકડી રહેલા દુર્ગારામ મહેતાજી તથા પછવાડેથી મોતીલાલ રામપ્રસાદ, નવલરામભાઇ, ગોપાળભાઈ સુરભાઈ એઓને આ સૂનું અને નવીન ક્ષેત્ર સોંપતાં તેઓએ ત્યાં વિદ્યાવૃદ્ધિ કરવામાં પાછી પાની કરી નથી. વડોદરા રાજ્યમાં પણ આ સમયે આવો વિદ્યાવૃદ્ધિનો પ્રારંભ થવા માંડ્યો હતો.

આ પ્રમાણે મુંબઇ, સુરત, અમદાવાદ, રાજકોટ આદિ મુખ્ય સ્થાનોમાં વિદ્યાવૃદ્ધિનો પ્રારંભ થયા પછી, ભાષાખેડાણનાં કાર્યો પણ ચાલતાં થયાં હતાં અને તે નાના પ્રકારે વિસ્તારાતાં હતાં. વિદ્યાપ્રચારિકા નવી સંસ્થાઓમાં છાપખાનાં પણ સ્થપાતાં જતાં હતાં. આ પ્રમાણે સાહિત્યક્ષેત્રમાં નવી જાતનાં બીજ રોપાતાં હતાં અને તેને ખિલાવનારા નવીન માળીઓ નવીન પ્રકારના બુટ્ટાનો ઉઠાવ કરતા હતા.

ધર્મના જ્ઞાનના પ્રચારને અર્થે મુંબઈમાં ભૂલેશ્વર આગળ શુદ્ધાદ્વૈત જ્ઞાનનો બોધ સદ્ગત ગટ્ટુલાલજી અને અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ વેદધર્મસભામાં વે. પા. જયકૃષ્ણ વ્યાસ વ્યાખ્યાનો દ્વારા આપતા અને અપાવતા હતા. તેને માટે પુસ્તકો અને ચોપાનિયાં પ્રકટ થતાં હતાં.

વૈદકજ્ઞાન આપવાને વૈદ્ય પ્રભુરામ, ડૉ. ભાલચંદ્ર અને ડૉ. પોપટભાઈના પ્રયાસથી એક સંસ્થા સ્થપાઇ. આ સર્વેનાં પરિણામમાં પછવાડેથી બીજી સારી સંસ્થાઓ સ્થપાઈ છે.

જૈનોએ પણ પોતાના ધર્મવિષયક જ્ઞાનના ભંડાર ખોલીને પુસ્તકો છપાવી તથા સંસ્થાઓ સ્થાપીને પ્રગતિ કરવા માંડી હતી. તેમના પ્રાચીન સાહિત્યના પ્રયાસ વિષે નિરાળું કથન કર્યું છે.

### સંધિરૂપ સાહિત્ય

આ પ્રકારે સર્વત્ર સામટા ઉદ્યોગો ચાલતા દયારામ પછી સાહિત્યની પ્રગતિ નાનાવિધ થવા માંડી. તેનું દિગ્દર્શન થતાં જણાશે કે પૂર્વના કરતાં એક નવીન પ્રકારનું વિલક્ષણ રંગ ધારણ કરતું સાહિત્ય ઉત્પન્ન થયું છે અને તે યુનિવર્સિટીદ્વારા વધારે શિક્ષણ પામેલા યુવકોના હાથથી જે નવીનતર સાહિત્યનો આરંભ થવા માંડ્યો છે, તેની મધ્યેના અવકાશની પૂરતી કરનારું છે. એ ઉભયને જોડનારું છે, સાંકળરૂપ છે, સંધિરૂપ છે. ખરું જોતાં, એ સાહિત્યમાં કેવળ નવીન વિચારોની પ્રધાનપણે સંકલના નથી, તેમ જ, તે કેવળ પ્રાચીનનું અનુકરણ પણ નથી. પરંતુ સાહિત્યનાં વિવિધ બાજૂનો તેમાં નિક્ષેપ થયો છે. એ સંબંધમાં આ અવસરે અલ્પમાં ઉપસંહાર કરું તો તે ક્ષન્તવ્ય જ ગણાશે.

સંધિરૂપ સાહિત્યનો જે સમય ઉપર જણાવ્યો, તેને અમારા સમયના સાહિત્યનો સમય કહેવામાં આવે, તો તેમાં કાંઈ બાધ નડે એમ નથી. એ સાહિત્યના મુખ્ય ભેદકારક ચિહ્ન, ગદ્યલેખો તથા નાટકો. તેમ જ જૈનોને સ્થળે પારસી ભાઈઓએ જે ભાગ લેવા માંડ્યો, તે ગણી શકાય એમ છે. દયારામભાઇના સમય સુધીમાં ગદ્યભાગ. બહુધા કોઈ કોઈ સંસ્કૃત ગ્રંથોનાં શાસ્ત્રીય શૈલીમાં ભાષાન્તરો થતાં, તે હતો. ગદ્ય માત્ર કથન કરવામાં જ વપરાતું. એટલે વિશિષ્ટ સાહિત્યમાં તેનો આશ્રય લેવાતો નહિ એમ લાગે છે. પરંતુ ત્યાર પછી તો. અંગ્રેજી ભાષામાં નિબંધાદિ લેખો ગદ્યમાં હોય છે. તે જોઇને ગૂજરાતીમાં તેવો જ આરંભ થવા માંડ્યો. આવા આરંભિક ગદ્યમાં હમણાં વિકાસ પામેલી વિવિધ શૈલીના ચમત્કારો ન હતા પણ તેની ભાષા સરળ અને સાદી હતી. પરંતુ અમારા જ સમયમાં થોડા કાળમાં ક્રમે ક્રમે તેમાં સાહિત્યોચિત લક્ષણો આવવા માંડ્યા.

મારા મિત્ર સદ્‌ગત મનઃસુખરામે ઉત્તરોત્તર સંસ્કૃત શબ્દોના અધિક ઉમેરણના પ્રયત્નો પોતાના લેખોમાં કર્યા. તે સમયે ભાષાશુદ્ધિ તથા શબ્દલેખન શૈલીના સંબંધમાં પણ હાલની પેઠે બહુ વાદવિવાદ થતા. તે તે સમયનાં "બુદ્ધિવર્ધક" "બુદ્ધિપ્રકાશ," "સૌરાષ્ટ્ર દર્પણ" આદિના વિષયો જોવાથી જણાય એમ છે. એ ગદ્ય ક્રમે કરીને કેટલા બધા વિકાસને પામ્યું છે એ સર્વેને સુવિદિત જ છે.

જ્ઞાનના જે જે વિવિધ વિષયો છે, તે સંબંધમાં કોઈ કોઈ સારા લેખકો તે સમયમાં થયા; તેમાં ગદ્યનિબંધલેખકોમાં કવિ નર્મદાશંકર અને રા. મનઃસુખરામ સારી પ્રતિષ્ઠા પામેલા છે. કવિ નર્મદાશંકરે ગદ્ય તથા પદ્ય બન્નેની રચના કરી તથા અંગ્રેજી કવિતાનું અને મરાઠી કવિતાનું કેટલેક અંશે અનુકરણ કર્યું; દયારામ આદિ પ્રાચીન કવિઓના લેખો અને ચરિત્રોનો ઉદ્ધાર પણ કર્યો; અને સાધન વિષયમાં પિંગળ, રસ અને અલંકારોના પ્રવેશકો રચ્યા. કોષ રચવાનો સ્તુત્ય પ્રયત્ન પણ તેઓએ જ કર્યો. કવિ દલપતરામે પિંગળ રચ્યું, હિંદી કવિતાનું અનુકરણ કર્યું, નીતિવર્ધક કવિતાઓ રચી અને ગુજરાતને ચિરસ્મરણીય અને પરોપકાર ફાર્બસ સાહેબના આશ્રય વડે ઐતિહાસિક શોધો કરી. રા. બ. નંદશંકરે કરણઘેલાની સુપ્રસિદ્ધ લોકપ્રિય કથા નવીન શૈલી ઉપર ગદ્યમાં રચી.

કરસનદાસ મૂળજી સુધારાના આગેવાન નાયક હતા. તેમણે નીતિવચન, સંસારસુખ, ઇંગ્લાંડનો પ્રવાસ, આદિ પુસ્તકો રચ્યાં અને "સત્યપ્રકાશ" વર્તમાનપત્ર ચલાવી છેવટે તે "રાસ્તગોફતાર" સાથે મેળવી દીધું. તેઓ કેટલીક મુદ્દત સુધી "રાસ્તગોફતાર"ના તંત્રી હતા. રાવસાહેબ મહીપતરામે પણ નવલકથાઓ રચી, તેમ જ નાના વિધના વિષયો અને તેમાં વિશેષ કરીને કેળવણીના વિષયો ચર્ચ્યા; શાળોપયોગી પુસ્તકો રચ્યાં અને મારી જ પ્રેરણાથી 'ભવાઈ-સંગ્રહ' અવ્યવસ્થિત હતો તેનો ઉદ્ધાર કરી પ્રસિદ્ધિમાં આણ્યો. મુંબઈમાં હતા ત્યારે પણ તેઓ "સત્યપ્રકાશ"ના અધિપતિનું કામ કરતા અને પ્રકીર્ણ વિષયો લખતા.

નાટ્યશાસ્ત્રમાં પ્રવેશ કરવાને અર્થે અને ભવાઈ જેવા ભૂંડાં રૂપકો ભજવી બતાવવાનો અટકાવ થાય એવા હેતુથી મેં પણ નાટકોના વિષય હાથમાં લીધા. રા. રા. ભાઈશંકર ન્હાનાભાઈએ

પણ એ જ માર્ગે નાટકો રચ્યાં. શીઘ્ર કવિ શંકરલાલે સાવિત્રી નાટક સંસ્કૃત અને ગૂજરાતીમાં રચ્યું. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે ભાષા સંબંધી શોધો કરી અને પ્રકીર્ણ ગદ્ય લખ્યું. યુરોપ આદિ દેશોમાં પણ જેની કીર્તિ પહોંચી ગયલી એવા પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ, સુપ્રસિદ્ધ ડાક્તર ભાઉ દાજીના આશ્રયથી પ્રાચીન ઐતિહાસિક શોધોમાં શ્રમ લેવા માંડ્યો હતો. એમના જેવી કીર્તિ હજી સુધી નવીન વર્ગમાં કોઇએ પ્રાપ્ત કરી જણાતી નથી. તે પછી રાજકોટ સંગ્રહસ્થાનવાળા ક્યુરેટર આચાર્ય વલ્લભજી હરિદત્તે પણ રા. ભગવાનલાલના પ્રયાસનું ઘણે અંશે અનુકરણ કર્યું છે. રા. રતિરામ દુર્ગારામ કંઇક એ દિશામાં પ્રયત્ન કરતા હતા, અને જો તેઓ વિશેષ જીવ્યા હોત તો, દાખલો નોંધવા જેવાં કૃત્ય કરે એવા હતા. તેમણે ગૂજરાતના ઇતિહાસ સંબંધી કેટલાક લેખો લખ્યા છે.

નવલગ્રંથાવલિમાં આવેલી સાહિત્યગૂંથણી કરીને વિવેકી નવલરામે પણ સાહિત્યમાં નવલ પ્રકાર ઉમેર્યો છે. એમણે પ્રધાનપણે કેળવણી વિષેના પ્રશ્નો હસ્તગત કર્યા હતા. ગ્રંથોનું વિવેચન કરનાર ટીકાકાર તરીકે એમની કીર્તિ અચળ રહી છે. સર્વદેશીય લખાણ કરવાની એમનામાં શક્તિ હતી. ઝવેરીલાલ, દલપતરામ ખખ્ખર એઓએ "બુદ્ધિવર્ધક" માં લેખો લખ્યા અને શાકુન્તલનાં ભાષાન્તર કર્યાં. બીજા પણ કેટલાક લેખકો આ સમયમાં થયા છે. વિજ્ઞાનાદિ વિષયસંબંધી કેટલાક લેખકોએ તે સમયનાં વર્તમાનપત્ર અને અને માસિકોમાં નાનામોટા લેખો લખી દેશમાં પ્રવેશ પામેલી ઘણી નવી શોધો ઉપર અજવાળું નાખવા માંડ્યું હતું. ઉચ્ચ તથા મધ્યમ વર્ગના લોકોમાં ઉચ્ચ વિચારો પ્રકટાવવા સારૂ (અમદાવાદમાં) "બુદ્ધિપ્રકાશ" (મુંબઇમાં) "બુદ્ધિવર્ધક;" (કાઠિયાવાડ-જુનાગઢ-માં) "સૌરાષ્ટ્રદર્પણ;" (રાજકોટમાં) "વિજ્ઞાન વિલાસ" એવાં એવાં માસિકો પ્રસિદ્ધ થતાં હતાં. "ધર્મપ્રકાશ" ધાર્મિક વિષયો માટે નીકળતું હતું અને સુપ્રસિદ્ધ કેશવલાલ હરિરામના "આર્યધર્મ પ્રકાશ" ચોપાનિયામાં ધર્મસંબંધી વિષયો આવતા. આ પ્રમાણે માસિકોની સાહિત્યપ્રવૃત્તિ ચાલવા સાથે સામાન્ય ગ્રંથો લખાતા હતા, પણ ઉચ્ચ પ્રકારનાં દર્શનશાસ્ત્રો સંબંધમાં બહુ જાણવાયોગ્ય લેખો કે ગ્રંથો લખાયા ન હતા. શાસ્ત્રી વ્રજલાલે એક ન્યાયનો ગ્રંથ અને મનઃસુખરામે કરેલું વિચારસાગરનું

ભાષાન્તર, એ આદિ ચાર પાંચ ગ્રંથો ગણાવી શકાય એટલું એ સંબંધી લેખન થયેલું છે

**પારસી લેખકો**

મુંબાઈમાં કેળવણીનો પ્રારંભ થયો ત્યારથી જ આગેવાન થઇ, આપણા પારસીભાઈઓએ તેમાં ભાગ લેવા માંડ્યો હતો. છેક સન ૧૮૧૯ માં "મુંબઈ સમાચાર" (વતમાનપત્ર) ની પ્રથમ સ્થાપના થઈ હતી. આજે એ પત્રને ૯૩ વર્ષ થયાં છે. પારસીભાઈઓએ નાનામોટા ગ્રંથો રચવા પ્રારંભ કર્યા. પ્રથમ શીલા છાપખાનામાં અને પછીથી લીટી વિનાનાં બોડિયા અક્ષરોનાં બીબાં પણ તેમણે જ પાડીને છાપખાનાં ચાલતાં કર્યાં. બીજું દૈનિક પત્ર "જામે જમશેદ" ૧૮૩૧ માં પ્રારંભાયું. હિન્દના દાદાનું યોગ્ય પદ પ્રાપ્ત કરનારા દાદાભાઈ નવરોજજીનું આખું જીવતર સાહિત્યસેવામાં ગયું છે એમ કહીએ તો તે યોગ્ય કહેવાશે. એમની સાથે નવરોજજી ફરદુનજી, અરદેશર મુસ અને બહેરામજી મર્ઝબાન એઓએ અઠવાડિયાનું "રાસ્તગોફ્તાર" આજથી ૬૧ વર્ષ ઉપર પ્રકટ કરવા માંડ્યું. "દફતર આશકારા" નામનું છાપખાનું પણ તે સમયથી ચાલતું આવ્યું છે. "જ્ઞાનપ્રસારક" ચોપાનિયું અને પછવાડેથી "સ્ત્રીબોધ" પણ ત્યાંથી જ પ્રારંભાયાં. "ચાબુક" નામનું અઠવાડિયામાં બે વાર પ્રકટ થતું વર્તમાનપત્ર ઘણી મુદત સુધી ચાલતું હતું. સાહિત્ય, વ્યાપાર અને નાના પ્રકારનાં ઉદ્યોગોમાં મચેલા રહેતા આપણા એ ભાઈઓએ જ આપણને સાહિત્ય ક્ષેત્રમાં દોર્યા છે એમ કહીએ તો તે યોગ્ય જ કહેવાશે. પારસી "હિંદી પંચ" જે રમુજ સાથે જ્ઞાન અને ચાનક આપનારું પત્ર છે, તે પણ એઓની જ ઉલટથી ચાલતું આવ્યું છે. ને "સાંજ વર્તમાન" એ પણ એક દૈનિક છે. આ પ્રમાણે વર્તમાનપત્રો અને "જ્ઞાનવર્ધક" "નૂરેએલમ્" આદિ માસિકો તેમના જ ઉત્સાહથી ચાલે છે.

અમારા સમયમાં શેઠ બહેરામજી, કેખુશરો, ન્હાનાભાઇ રુસ્તમજી રાણીના, અરદેસર ફરામજી, મુસ માણેકજી બરજોરજી, મીનોચેર હોમજી આદિ ઉત્સાહિત લેખકો અમારા મિત્ર હતા. અને પ્રતિ દિવસ અમે ભેગા થતા હતા, અને અનેક વિષયો ઉપર ચર્ચા ચલાવી આનંદ આપતા અને લેતા હતા. એઓ શુદ્ધ ગુજરાતી ભાષાના ઉત્તેજક

હતા. અને શુદ્ધ બોલવા અને લખવા ઉપર આદર રાખતા હતા. અને હું તથા મારા મિત્ર મનઃસુખરામ તેઓને એ જ ઉદ્દેશ પૂરો કરવાને ઉત્તેજન આપતા હતાં તે તેઓ આદરસહિત સ્વીકારતા હતા. પછવાડેથી શેઠ જહાંગીરજી મર્ઝબાન અને બહેરામજી મલબારી આદિ અમારા સ્નેહીઓ પણ અમારા સહવાસમાં આવ્યા હતા. તેઓની પ્રકીર્ણ કવિતા એ તેમની નવીન ભાષાનો નમૂનો છે. આ સદ્‌ગૃહસ્થોએ જે આરંભ કર્યો. તેને ઓછાવત્તા પ્રમાણમાં બીજા પારસી લોકોએ પણ ઉપાડી લીધો છે. તેના પરિણામમાં પારસીભાઇઓને હાથે ગૂજરાતી ભાષામાં મોટું સાહિત્ય ઉમેરાયું છે. કથાવિભાગ અને નાટકરચનામાં મારા મિત્ર મિ. કાવસજી આગળ પડેલા હતા. મિ. જહાંગીરજી મર્ઝબાન જેવા હસમુખા અને આનંદી છે તેવાંજ એમનાં કથાનાં પુસ્તકો રમુજી બનાવી શકયા છે. એમનાં ગ્રંથો હિન્દુકુટુંબોમાં બહુ આદરથી વંચાય છે. પારસીભાઇઓ વિજ્ઞાનશાસ્ત્ર અંગ્રેજી દ્વારા શીખ્યા હોય તો તે ગૂજરાતીમાં લખવાને પણ ચૂકયા નથી.

પારસીધર્મ સંબંધમાં કેટલાક સામાન્ય ગ્રંથો તેઓએ ગૂજરાતીમાં લખ્યા છે. તો પણ ઉચ્ચ દાર્શનિક વિષયો તેમની પ્રકૃતિ વિરુદ્ધ હોય એમ સમજાય છે. ઘણા પારસી ભાઇઓ વેદાન્ત મતને પણ સ્વીકારનારા છે. સામાન્ય ભાષામાં ઘણા ગ્રંથો હિન્દુભાઇઓ કરતાં પણ વધારે તેઓએ લખ્યા છે.

પારસી-કોમમાં સ્ત્રી તથા પુરુષો ઉભયમાં અંગ્રેજી ભાષાનો પ્રસાર સારો થતો જાય છે. અને તેથી તેઓ બને તેટલો લેખક થવા ઉપર પ્રેમ રાખે છે. તેઓ વસ્તીના પ્રમાણમાં યુનિવર્સિટીની પદવીઓ વધારે પ્રમાણમાં મેળવે છે, એ આપણે અનુકરણીય છે. 'સ્ત્રીબોધ' ચોપાનિયું સર્વત્ર માન્ય છે અને તે અમારા મિત્ર કાબરાજીનાં પુત્રી શિરીનબાઈ ચલાવે છે.

નવા લેખકોમાં મિ. અરદેશર ખબરદાર શુદ્ધ અને રસિક કવિતા રચનારા કવિ છે. એવા વધારે પારસી કવિઓ નીપજે અને સર્વત્ર ગ્રંથરચનામાં શુદ્ધ ગૂજરાતી લખવાનો અભ્યાસ પાડે, એવી અમારી અંતઃકરણની ઇચ્છા છે. વિશેષ એટલા માટે કે એવા ઉત્સાહી ભાઇઓ અને બહેનો આપણા સાહિત્યમાં ભાગ લેનારાં જેમ વધારે નીકળી આવશે, તેમ તે આપણને વધારે લાભદાયક થઈ પડશે.

ધર્મના કારણને લઇને જૈનોનાં સાહિત્ય ઉપર જેમ ઓછી અભિરુચિ જણાય છે, તેમ ભાષાના કારણને લઇને પારસીભાઇઓ સાહિત્યસેવામાં ઓછા ગણાય, એમ થવા દેવા જેવું નથી. વાચક-વર્ગમાં આવી ઉપેક્ષા, તેમના વાર્તાના ગ્રંથો સંબંધમાં થતી નથી એ વાત ખરી છે, પણ સામાન્ય રીતે કોઇ પણ પ્રકારનો બાધ નડે નહિ, એમ થવાને ભાષા અને શૈલીમાં તો નવા સાક્ષર પારસી યુવકોએ હિન્દુ ભાઇઓનું અનુકરણ કરવું જ જોઇએ. તેમણે પોતાના પણ ગ્રંથોની ભાષાશુદ્ધિ તથા શબ્દલેખનપદ્ધતિ સંબંધમાં વિશેષ કાળજી રાખવી જોઇએ, કે જેથી તેમના ગ્રંથો ગૂજરાતી સાહિત્યમાં ઊંચું સ્થાન પ્રાપ્ત કરી શકે.

## નવીન સાહિત્ય

આપણી ભાષામાં જુદાં જુદાં સાહિત્યોની સંપત્તિ આટલે સુધી મારા સમકાલીન સાક્ષરબંધુઓએ વધારી મૂકી હતી, તેવામાં નવીન ગ્રેજ્યુએટોએ સાહિત્યનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં બની શકયા પ્રમાણે પ્રયાસ કર્યો. પૂર્વના લેખકોએ ગૂર્જર-સાહિત્યસંપત્તિ વધારવાને એકલા સંસ્કૃત-ભંડારનો આશ્રય લીધો હતો, ત્યારે આધુનિક લેખકો સંસ્કૃત તેમ જ અંગ્રેજી આદિ ભાષામાં પ્રસિદ્ધ થયેલા સાહિત્યભંડારમાં પેઠા. તેઓએ ભાષાન્તરો, અનુકરણો અને પ્રાપ્ત કરી લીધેલી વસ્તુ ઉપરથી તથા સ્વકલ્પિત તરંગો ઉપરથી નાના પ્રકારની રચનાઓ કરવા માંડી. પણ ટૂંકામાં કહીએ તો ઇંગ્લિશ લેખોનું વિશેષ-તાએ તેમણે અનુકરણ કરવા માંડયું. એવા નવશિક્ષિતોમાં પણ રા. ભીમરાવે પ્રાચીન રીતિ પ્રમાણે પૃથુરાજ રાસો કાવ્ય લખ્યું. તેમ જ રા. રા. દોલતરામ કૃપારામ પંડયાએ જૂની શૈલી ઉપર કાવ્યમાં ઇંદ્રજીતવધ, કથામાં કુસુમાવલિ આદિ રસભરિત કલ્પનાયુક્ત બોધદાયક કૃતિઓ લખી. રા. મણિલાલે થોડી ભાવપૂર્ણ ગઝલો અને કાન્તા નાટક રચ્યાં. રા. ગોવર્ધનરામે કાવ્ય તથા નવલકથા ઉભય લખ્યાં. રા. નરસિંહરાવે પાશ્ચાત્ય નીતિની કવિતાનો દુર્ઘટ થઇ પડેલો પરિચય ઇંગ્લિશ નહિ જાણનારા મોટા વર્ગને કરાવ્યો. ઇ. સ. ૧૮૮૮થી તેઓ શબ્દ લેખનપદ્ધતિ સંબંધી ચર્ચા અદ્યાપિ પર્યંત ચલાવતા રહ્યા છે.

નવા વર્ગના ગદ્યલેખકોમાં રા. મણિલાલ નભુભાઇના ' પ્રિયંવદા '

અને 'સુદર્શન' માંના લેખો ગૂજરાતી લેખનશૈલીના આદર્શરૂપ છે. રા. રમણભાઈએ સાહિત્ય સંબંધમાં બહુ સારાં વિવેચનો લખ્યાં છે. દૃશ્યકાવ્ય વિષયમાં વિસ્તારભય આદિ કેટલાંક કારણોથી તે સંબંધમાં વિશેષ અત્ર કથવું ઉચિત જણાતું નથી.

હાલમાં કાવ્યવર્ગમાં રા. કલાપી (તે લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સાહેબ સૂરસિંહજી)નાં કાવ્યો અને કથાવર્ગમાં રા. ગોવર્ધનરામનું સરસ્વતીચંદ્ર, જે પ્રશંસાને પાત્ર થયાં છે તે બહુ યોગ્ય છે. સ્વ. કવીશ્વર દલપતરામના પુત્ર ન્હાનાલાલે બહુધા ગદ્યશૈલીનાં કાવ્ય લખ્યાં છે. તેમનાં છંદ અને રાગબદ્ધ કાવ્યોનો લોકમાં કાંઈક આદર થતો જાય છે. હાલની મોટે ભાગે ચાલતી સાહિત્યપ્રવૃત્તિ સંબંધી આ એક સૂચના કરવી ઈષ્ટ છે કે, અમુક ભાષાની સાહિત્યની સંપત્તિની ઉચ્ચતાનું માપ અનુકરણો અને ભાષાંતરોથી નથી થતું, પણ તેની અંદર સ્વતંત્ર પ્રતિભાશક્તિથી લખાયલા ગ્રંથોની સંખ્યાથી થાય છે, પરંતુ હાલમાં તેવી પ્રતિના ગ્રંથો બહુધા લખાય છે.

વળી મિશ્ર પદ્ધતિ ઉપર લખાતી કવિતામાં રા. કેશવલાલ હરિરામકૃત કેશવકૃતિ તથા રા. મણિલાલ છબારામની કવિતા ગૂજરાતી ભાષામાં સારું સ્થાન લે તેવી અને લોકપ્રિય જણાય છે.

સ્ત્રીજનોની કૃતિઓમાં ઓન. લલ્લુભાઈ શામળદાસના સુપુત્રી સદ્દગત અ. સૌ. સુમતિના લેખો તથા સમાલોચકમાં એક સ્ત્રીજનની સંજ્ઞાથી લખનાર ગં. સ્વ. સવિતાની કવિતા આદિ સારા; ચિત્તાકર્ષક થયાનું જાણ્યામાં છે. તેઓની મનોહારિણી સરળ વાણીમાં સારો રસ અને ઉપદેશ રહેલા છે. સદ્દગત સુમતિએ "દિવ્યમેષપાલબાલ" એવા નામનું એક કાવ્ય લખ્યું છે. તેમાં એક હરિગીત જાતિ તેમણે રચી છે. તે તેમને જ લાગુ પડતી હોવાથી આ સ્થાને ઉમેરું છું.

હરિગીત

તુજ મૃત્યુ પછી તારી પ્રસંશા, અખિલ જગમાં પ્રસરશે,
તુજ કીર્તિસ્થંભો સર્વ સ્થલમાં, જગતના જન નાખશે;
તુજ કાર્યના લેખો લખાશે શ્વેત શીલાઓ પરે,
તુજ ગુણનાં ગાનો ગવાશે કાવ્ય કરશે કવિ ખરે.

સૌ. સુમતિએ ધાર્યું નહિ હોય કે આ પોતાનો લેખ પોતા ઉપર જ લાગુ પડવાનો છે.

## દાર્શનિક ગ્રંથો

જ્ઞાનપૂર્વક ભજન કરવા જેવા આ ઉપયોગી વિષયમાં જનસમૂહ સારો કેળવાયેલો નહિ હોવાથી તે વિષયના જાણકાર લખનારાઓ હોવા છતાં પણ આપણા સાહિત્યમાં જોઈએ તેવી વૃદ્ધિ થઈ નથી. બંગાળી ભાષામાં માનસશાસ્ત્ર અને દર્શનશાસ્ત્ર સંબંધી નવીન વિચારશીલ લેખોની સંખ્યા વધતી જાય છે. તેનું કારણ પણ તે લોકોનો તે વિષય પર પ્રેમ વધવાને લીધે જ છે. તેથી જ મને એવી સબળ આશા રહે છે કે, ધીરે ધીરે તે તરફ વળતી જતી લોકરુચિને સંતોષે એવા આ વિષયના સ્વતંત્ર વિચારના ફળરૂપ ગ્રંથો લખાશે.

દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા, પાતંજલ યોગદર્શન, રા. બ. કમળાશંકરનો બ્રહ્મસૂત્રનો અનુવાદ તથા આચાર્ય નથુરામકૃત બ્રહ્મસૂત્ર એ આદિ ગ્રંથ પ્રગટ થયા છે. ગીતાનાં જુદાં જુદાં ભાષાન્તરો થયાં છે. મારા મિત્ર સદ્દગત મનઃસુખરામનું ગીતાનું કવિતામાં ભાષાન્તર અને તે ઉપર વિસ્તારપૂર્વક ટીકાનો ઘણો ઉપયોગી ગ્રંથ લગભગ પૂરો થવા આવ્યો છે. એમનો જ વિચારસાગર જિજ્ઞાસુઓને વધારે પ્રિય થઈ પડેલો જણાય છે. યોગવાસિષ્ઠ, યોગકૌસ્તુભ યોગચિંતામણી, સર્વદર્શન આદિ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. સાક્ષર મણિલાલ નભુભાઈનો સિદ્ધાંતસાર, શ્રીમદ્ ભગવદ્દગીતાનું સટીક ભાષાન્તર અને સંગીતશાસ્ત્રી ગોપાળ રાવ બર્વેનો યોગનો ગ્રંથ—ઇત્યાદિ ગ્રંથો પ્રસિદ્ધ થયેલા છે.

વળી, આવા ગૂજરાતી સાહિત્યમાં, ગદ્યમાં તેમ જ પદ્યમાં એક નવીનતાભર્યો વધારો શ્રીમાન નૃસિંહાચાર્યે સ્થાપેલા 'શ્રેયસાધક અધિકારી મંડળ' દ્વારા થયો છે. આ મંડળ ભણીથી મહાકાલ આદિ પાંચ માસિકો નીકળે છે. આ માસિકોમાં જે લેખો આવે છે તે મુખ્યત્વે કરીને મનુષ્યજીવનને વધારે સુખી કરે અને વધારે ઉચ્ચ સ્થિતિએ પહોંચાડે એવા જ્ઞાનના ભરેલા અને ઉચ્ચ ધોરણને અનુસરીને લખાય છે. તે સાથે વળી શારીરિક વિષયો સંબંધી તેમ જ કેટલીક વાર શ્રેષ્ઠ શાસ્ત્રીય પ્રકારના પણ લેખો જોવામાં આવે છે. આ માસિકોની ભાષા શુદ્ધ અને સંસ્કારી જણાય છે અને તેની શૈલીમાં એક અમુક જાતની વિલક્ષણતા પ્રગટ થયેલી જોવામાં આવે છે, કે તેને લીધે તેનો જુદો નિર્દેશ કરવો યોગ્ય જણાય છે. આ મંડળનો ઉદ્દેશ શુષ્ક ધર્મી થઈ જવાનો જણાતો નથી અને તેથી તેના ઉપદેશકો તેવો ઉપદેશ

પણ કરતા નથી, પણ જ્ઞાનના વિષયોની સાથે સાથે સનાતન ધર્મને તથા સિદ્ધાંતને અનુકૂળ આવે તેવી સિદ્ધાંતપ્રાપક ક્રિયાઓ વિષે પણ ઉપદેશ કરવામાં આવે છે. પ્રારંભમાં આવા નૂતન મંડળને વધતાં જે અડચણો નડવી જોઈએ તે નડી હતી. પરંતુ ગૂજરાતમાં સ્થપાયલા એવા બીજા કેટલાક સમાજો હજુ સુધી જ્યાંના ત્યાં સ્થિર રહેલા જણાય છે; ત્યારે આ મંડળ તો સ્ત્રીવર્ગ અને પુરુષવર્ગ બન્નેમાં લોકપ્રિયતા ધારણ કરતું ચાલ્યું જાય છે. ખેદ એટલો જ થાય છે કે, શ્રીમાન્ નૃસિંહાચાર્ય પછી તેમના શિષ્ય છોટાલાલ માસ્તર કે જેમણે આ સમાજ સારી રીતે જમાવી રાખ્યો હતો, તેઓએ થોડા સમય પૂર્વે વિદેહપદ ધારણ કર્યું છે. આ ભાઈ જૈન હતા છતાં પણ વેદાન્તનો અભ્યાસ થતાં તેઓ બ્રાહ્મણધર્મ પાળતા હતા.

**વિજ્ઞાનવિષયક સાહિત્ય**

જનસમૂહને અને તેથી આખા દેશને વિજ્ઞાન સાહિત્ય અતિ ઉપયોગી છે. વિજ્ઞાનશાસ્ત્રના જ્ઞાનની ડગલે ડગલે અગત્ય પડે છે. વિજ્ઞાન વિષયની વૃદ્ધિ ઉપર સાહિત્યની ઉન્નતિ અને દેશની ઉન્નતિનો આધાર રહ્યો છે. વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસ વિના નાના પ્રકારના ઉદ્યોગોનો અને નવીન કારીગરીનો વિસ્તાર થવાનો નથી. અને તેમ થયા વિના દેશનું દારિદ્રય જાય એમ નથી. આ વિષે મારા મિત્ર રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ 'દેશી કારીગરીને ઉત્તેજન' એવા નામનો બહુ ઉપયોગી અને સારો ગ્રંથ રચીને, તેમાં જે દેશદાઝ બતાવી છે અને એ સાક્ષર કાંટાવાળાએ તે દ્વારા દેશબાંધવોમાં જે હૃદયભેદક કાંટો ખોસ્યો છે, તે વિજ્ઞાનશાસ્ત્રનો બહોળો અભ્યાસ થવાથી જ નીકળી શકે એમ છે.

વિજ્ઞાન સાહિત્યનું મથાળું ઘણું વિસ્તારવાળું છે. એમાં ઘણાં શાસ્ત્રોનો સમાવેશ થાય છે. ભૌતિક વિદ્યા, પ્રકૃતિવિજ્ઞાન, પદાર્થવિજ્ઞાન, ભૂતળવિદ્યા, રસાયનશાસ્ત્ર પ્રાણીવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર ઈત્યાદિનો સમાવેશ થાય છે. રા. સા. મહિપતરામે ભૂસ્તરવિદ્યાના મૂળતત્ત્વો, પદાર્થવિજ્ઞાન આદિ પુસ્તકો અંગ્રેજી ઉપરથી રચ્યાં છે. રા. ડાહ્યાભાઈ દેરાસરીએ "સરળ પદાર્થ વિજ્ઞાન" નામનો ગ્રંથ રચ્યો છે. રા. બ. લાલશંકરે 'ભૂતળવિદ્યા'ની રચના કરી છે. રસાયનશાસ્ત્ર સંબંધી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરે બહુ સારી યોજના કરી છે. હું ઈચ્છું છું કે, ટૂંક મુદતમાં એમનું કારખાનું બર્ગોઆઈનના કારખાનાને ટક્કર

મારે એવું થાય. મારા મિત્ર સદ્‌ગત ડૉ. ધીરજરામ દલપતરામે નાનું કેમિસ્ટ્રી ' નું જે પુસ્તક બહાર પાડયું હતું તે પ્રથમ જ હતું. દાક્તર કેખુશરો વિકાજીએ પણ આ વિષય ઉપર લખાણ કર્યું છે. હાલમાં પોરબંદરના રા. જયકૃષ્ણ ઇંદ્રજીએ વનસ્પતિશાસ્ત્ર નામે એક મોટો ગ્રંથ બહુ શ્રમ લઈ પ્રકટ કર્યો છે. ગૂજરાતી વાચનમાળામાં ઉપરના વિષયોના પાઠોની યોજના કરવામાં આવે છે એ પણ ઠીક કર્યું છે.

આપણી ગૂજરાત વર્નાક્યૂલર સોસાયટી તરફથી એ વિષયના કેટલાક ગ્રંથો હાલમાં પ્રકટ કરવાનું સ્તુત્ય કાર્ય શરૂ થયું છે. તેમ જ ના. શ્રી. ગાયકવાડ સરકાર તરફથી પણ જ્ઞાનમંજુષાદિ ગ્રંથાવલિ દ્વારા એવા લોકોપયોગી વિષયો લોકોમાં અધિક પ્રચાર પામે એવા પ્રશસ્ત પ્રયાસો થયા છે, તો પણ એવા સાધનોનો લાભ લોકો વધારે ને વધારે લઈ શકે તેમ થવાની ઘણી અગત્ય છે.

### નવીન લેખકોને સૂચના

મારા માનવા પ્રમાણે સાહિત્યનો એવો ક્રમ છે કે, પ્રથમ સામાન્ય સાહિત્ય પાકે પાયે રચાય છે, ત્યાર પછી વિશેષ સાહિત્યનો વારો આવે છે. ગૂર્જર સાહિત્યમાં સામાન્ય સાહિત્ય અગાઉ કરતાં ઉચ્ચ પ્રકારનું થયું છે અને હવે વિશેષ સાહિત્યનો આરંભ થવાની જરૂર જણાય છે. આજથી પચાસ વર્ષ પહેલાં તે પ્રકારનો વાચકવર્ગ અને લેખકવર્ગ હતો તેથી બહુ ઉચ્ચ પ્રકારનો હાલનો ઉભય વર્ગ અનેક કારણોથી થયો છે. એ નિર્વિવાદ પ્રત્યક્ષ જણાઈ આવે છે. તેનાં, સામાન્ય કેળવણીનો અધિક પ્રચાર, યુનિવર્સિટીમાં અપાતું શિક્ષણ, મુદ્રણાલયોની સહાયતા, વાચકોની વધતી જતી અભિરુચિ અને અનુકૂળતા અને તે કારણોથી વધતો જતો લેખકોનો ઉત્સાહ તેમ જ સ્ત્રીકેળવણીનો વિસ્તાર એ આદિ કારણો છે.

ગૂજરાતી સાહિત્ય ખરી અને દૃઢ ઉન્નતિએ પહોંચે એમ કરવા તેની વૃદ્ધિ ચાહનારાંઓએ પૂર્વાપરનો વિચાર કરી, પોતાનાં પગલાં ભરવા માંડવાનો હવે સમય આવી પહોંચ્યો છે. આ કાર્ય આપણા નવીન યુવકવર્ગને હાથે થવાનું છે, અને તેથી તેઓને થોડી યથામતિ નમ્ર સૂચનાઓ કરવી યોગ્ય જણાય છે.

હમણાંના યુવકવર્ગનો એ દિશામાં ઉત્સાહ બહુ પ્રશંસનીય છે. અમુક વિશેષ કાર્યોમાં તત્કાલ અર્થલાભ કે ધન્યવાદ ન મળે, તો પણ મંદ ન થતાં તે પાછળ તેમણે સતત મંડયા રહેવું જોઈએ. કાવ્યવાદિકોમાં અંધ અનુકરણો થવાને બદલે ર સાહિક

કાવ્યતત્ત્વોની જે મીમાંસા હજી લગણ થઈ છે તેથી પણ વધારે થવાની અગત્ય છે. તેમાં માત્ર થોડી જ વ્યક્તિઓ ભાગ લેતી જણાય છે, તેથી વધારે લેતી થશે ત્યારે તેનાં ઇષ્ટ અને સારાં પરિણામો આવશે. પ્રગટ થતાં કાવ્ય અને કથાઓ આદિ ઉપર પણ વધારે નિષ્પક્ષપાત, વધારે વિસ્તૃત અને રસાદિક વિશેષ આવશ્યક કાવ્ય-તત્ત્વોની વધારે પરીક્ષા કરતાં એવાં સમાલોચનો થવાની વિશેષ અપેક્ષા રહે છે. ભાષા, વ્યુત્પત્તિ આદિને અંગે થતા વાદવિવાદો આડે તેડે અને વાંકેચૂંકે માર્ગે ચડી જવાને બદલે સત્યપ્રાપ્તિ જેમ શીઘ્ર થાય તેમ થવું જોઈએ. બાદ એ " **वादे वादे जायते तत्त्वबोधः** " એવા ઉચ્ચ આશયથી કે ફલબુદ્ધિથી થવો જોઈએ. આવું થવાથી આપણું સાહિત્ય અવસ્ય સુંદરતર થશે.

અમુક જાતિની ગ્રંથવૃદ્ધિનું માપ માસિકોમાં આવતા તે તે વિષય સંબંધી લેખોનાં માપ ઉપરથી અનુમાની શકાય તેમ છે. એમ જોતાં હાલનાં માસિકોમાં તેવા શાસ્ત્રીય કે વિજ્ઞાન સંબંધી લેખો ઓછા જોવામાં આવે છે. અને તેના વાચકો તેથી પણ ઓછા હશે જ. આ સ્થિતિમાં સુધારો થવો ઘટે છે. પાઠશાળામાં શિક્ષણ દ્વારા આ કામો અધિક થઈ શકે; તેવા પ્રબંધો જ્યાં સુધી થયા હોય નહિ ત્યાં સુધી ક્રમબોધની શૈલી દ્વારા કરતાં ભાષણોથી થોડુંઘણું થઇ શકે ખરું. સાહિત્ય પરિષદમાં આવી વ્યાખ્યાનમાળાની યોજના થઈ હતી. પરંતુ તે સંબંધમાં હજી કાંઇ પણ થયું હોય એમ જણાતું નથી. આ વાત જે મને સાક્ષરરૂપે સિદ્ધ થયેલા સજ્જનોને બે બોલ કહેવાને લલચાવે છે.

રા. બ. કમળાશંકર, રા. રા. કેશવલાલ, રા. રા. નરસિંહરાવ, રા. બ. રમણભાઈ આદિ કેટલાક સજ્જનો તો અનેક નાના પ્રકારના વ્યવસાયમાં નિમગ્ન હોવા છતાં અનેક પ્રકારે ગૂજરાતી ભાષા સાહિત્યની વૃદ્ધિમાં પણ સતત પ્રયત્ન કરી રહ્યા છે. એને માટે એઓ બહુ ધન્યવાદને પાત્ર છે અને એમના ઉદ્યોગ અને ઉત્સાહનાં દૃષ્ટાંતો આપણા યુવકવર્ગને ખરેખર અનુકરણીય છે. વળી, પ્રતિષ્ઠિત સાક્ષરોમાં કેટલાક સારા વિદ્વાનો તરીકે પંકાયેલા છે અને સારી શક્તિવાળા છે; પરંતુ તેઓ તરફથી લેખો કે ગ્રંથોદ્વારા ઉત્સુક વાચકોને જે લાભ મળવો જોઈએ તે જોઈતા પ્રમાણમાં મળતો નથી અથવા મળે છે તો તે નહિવત જ મળે છે. આ વાત પણ આવે પ્રસંગે સ્મરણમાં આવતાં ખેદ થાય છે.

અંતમાં મારે લેખકબંધુઓને એવી વિજ્ઞપ્તિ કરવાની છે કે, લેખોની સંખ્યા કરતાં લેખોના ખરા ગુણોની સંપત્તિ ભણી લક્ષ રાખવું યોગ્ય છે. અને તેમ થવામાં વધારે વિશાળ વાચન અને વધારે ઊંડા અભ્યાસ તથા વિચારની અગત્ય છે, એ લક્ષ બહાર રહેવું જોઈએ નહિ.

વળી વર્તમાન સાહિત્યનું અવલોકન કરતાં જે એક બીજી સૂચના કરવાનું મન થાય છે તે એ કે, જેઓ ઉચ્ચ પંક્તિના લેખકો છે અને જેઓ પ્રાસાદિક કવિતા કરી શકે છે, તે સિવાયના લેખકોએ માત્ર સામાન્ય કવિતા કે વાતો રૂપ સાહિત્ય રચી તેમાં સરસાઇ મેળવવાના પ્રયત્નોમાં પોતાની શક્તિ રોકવાને બદલે આપણા સાહિત્યના અંગમાં જે ન્યૂનતાઓ છે તે પૂર્ણ કરવા તરફ પોતાનાં ચિત્ત લગાડવાં. એ દિશામાં પણ તેમણે કરેલા પ્રયાસોની સાહિત્યસેવામાં સારી રીતે ગણના થઈ શકશે. એવા હાથ ધરવા જેવા ઉપયોગી વિષયોમાં ચિત્ર, સંગીત, શિલ્પાદિ લલિત કળાઓ તથા તેઓના ગુણદોષોની પરીક્ષા કરવાની શક્તિ ઉત્પન્ન કરે એવા ઉપદેશક ગ્રંથો, ઐતિહાસિક શોધો આદિ યાદીમાં આપેલા ઘણા ઘણા વિષયો ગણાવી શકાય એમ છે. અને આપણા ગૂર્જર સાહિત્યના હજી વિશેષ યોગ્ય વિકાસને અર્થે એ અચુમ્બિત વિષયો સંબંધી લેખો લખાવાની અગત્ય છે.

## અપ્રસિદ્ધ પુસ્તકો

આપણી જૂની ગૂજરાતી કવિતાથી ગૂર્જર પ્રજાને વધારે પરિચિત કરવાનું પ્રથમ માન કવીશ્વર દલપતરામને ઘટે છે. તેઓએ કાવ્યદોહનના અનુક્રમે ૧૮૫૮ અને ૧૮૬૪માં બે ભાગ પ્રગટ કર્યા; ત્યારથી જે લોકો ગૂજરાતી પાંચ સાત કવિઓને જાણતા હતા, તેઓ તેથી વધારે કવિઓની કૃતિઓ જાણવા લાગ્યા. તે નમૂનાઓ ઉપરથી પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો સંબંધી વધારે શોધખોળ આદિ થવા માંડ્યાં અને શીલાછાપખાનામાં પ્રથમ જૂના કવિઓનાં ઘણાં પુસ્તકો અશુદ્ધ અને અસ્તવ્યસ્ત છપાયાં હતાં તે સંસ્કારાયાં. સન ૧૮૬૦માં કવિ નર્મદાશંકરે રસિક કવિ દયારામની કવિતાના સંગ્રહ દ્વારા તથા સન ૧૮૭૨માં કવિ પ્રેમાનન્દકૃત દશમસ્કંધ દ્વારા પ્રાચીન કાવ્યગ્રંથોનો રસાસ્વાદ ગૂર્જર પ્રજાને ચખાડ્યો. સન ૧૮૮૪માં રા. બ. હરગોવિંદદાસે ત્રૈમાસિક દ્વારા પ્રાચીન કાવ્યો પ્રગટ કરવા માંડ્યાં. પરંતુ

થોડાં વર્ષ પછી તેમના એ કાર્યની નવીન સંગીન યોજના થવાથી તે પડતું મુકાયું. પરંતુ, પ્રાચીન કવિઓના કાવ્યગ્રંથોને સારા આકારમાં તથા સારા કાગળ ઉપર છાપવાનો પ્રથમ આરંભ 'ગુજરાતી'ના સુપ્રસિદ્ધ સાહિત્યરસિક તંત્રી રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ સન ૧૮૮૬માં 'બૃહત્કાવ્યદોહન' દ્વારા કર્યો. તેના પ્રગટ થયેલા છ ભાગો ઘણા પ્રાચીન કવિઓનો આપણને સારો પરિચય કરાવે છે. ત્યારપછી થોડા અંતરમાં જ નડિયાદના રા. ચતુરભાઈ શંકરભાઈએ અપ્રસિદ્ધ ગૂજરાતી પુસ્તકો માસિક દ્વારા પ્રસિદ્ધ કરવા માંડ્યાં. પરંતુ, યોગ્ય આશ્રયના અભાવે એકાદ વર્ષ પછી તે કાર્ય બંધ થયું. એમ. એ.ની પરીક્ષામાં એ પ્રાચીન સાહિત્યનો અભ્યાસ હાલમાં દાખલ થયા પછી ગ્રેજ્યુએટ વર્ગમાં એ પ્રાચીન કૃતિઓનો અભ્યાસ કરવા અધિક પ્રવૃત્તિ થઈ છે અને એ યોગ્ય જ છે. એ પ્રાચીન કૃતિઓ કેવળ ગૂજરાતી જાણનારા વર્ગમાં તો બહુ પ્રિય છે, પરંતુ નવા શિક્ષિત વર્ગમાં અધિક પ્રિય થવા સારુ એ પુસ્તકોની નવીન પદ્ધતિ પ્રમાણે સંશોધિત આવૃત્તિઓ રસાદિક ટીકાઓ સાથે પ્રગટ થવાની અગત્ય છે.

### ઐતિહાસિક શોધો

શ્રીમાન ફાર્બસ સાહેબે રચેલી 'રાસમાળા'નું ભાષાંતર થયા પછી ઘણાં વર્ષો વ્યતીત થયાં, છતાં પણ ખરા ગૂજરાતને લગતા ઇતિહાસ સંબંધમાં કાંઈ નવીન જાણવા યોગ્ય શોધખોળો ગૂજરાતવાસીઓ દ્વારા થઈ જણાતી નથી. આચાર્ય વલ્લભજી તથા રતિલાલ દુર્ગારામે પ્રાચીન વિષયો પર સારું લક્ષ આપ્યું હતું, પરંતુ ખાસ નોંધવાયોગ્ય નવીનતાઓ પ્રકાશમાં આવી નથી. આ વિષયમાં ગૂજરાત દેશ બહુ સામગ્રી આપે તેવો છે અને નિરર્થક વાર્તાલાપોમાં વેળાનો વ્યય કરવા કરતાં ઐતિહાસિક શોધોમાં શક્તિનો વ્યય કરવા જેવું છે. જૂનું શિલ્પ, જૂના ધર્મો, જૂના સિક્કા, જૂના લેખો, જૂની વાર્તા, જૂનાં ગીત એ સર્વે નાના પ્રકારની રસવૃત્તિઓને સંતોષ તથા ઉત્તેજન આપે એવાં છે. આ બાબતમાં બ્રિટિશો પરદેશી છતાં જે રસવૃત્તિ અને ઉત્સાહપૂર્વક ઘણાં વર્ષોથી શ્રમ લીધા કરે છે, અને તેઓ દ્વારા જે જે વાતો પ્રકાશમાં આવી છે, તે સર્વે સારુ તેઓ બહુ ધન્યવાદને પાત્ર છે.

### વર્તમાનપત્રોનું સાહિત્ય

આ પ્રસંગે જણાવવું જોઈએ કે, માસિકપત્રો સાથે આપણાં

સાપ્તાહિક તથા દૈનિક વર્તમાનપત્રો અનેક પ્રકારે જે લોકસેવા કર્યે જાય છે, તેની અવગણના કરી શકાય એમ નથી. માસિકો કરતાં વર્તમાનપત્રો અધિક સંખ્યાના લોકોને હસ્તગત થાય છે, અને તેઓ પોતાની એ શક્તિથી જાણીતા છે, એ વાત તેઓમાં જે રૂપાન્તર થયું છે તેથી સિદ્ધ છે. કેવળ વર્તમાન જ પ્રગટ કરીને તેઓ સંતોષ પામતા નથી; પરંતુ કોઈ કોઈ વાર ચાલુ સામાજિક, ધાર્મિક, રાજ્ય-દ્વારી આદિ વિષયો ઉપર ધ્યાન આપનારા સારા લેખો પ્રગટ કરે છે. એવાં પત્રોમાં મુખ્યત્વે 'મુંબઈ સમાચાર' અને 'ગુજરાતી' આદિ પ્રસિદ્ધ છે. તેમાં 'ગુજરાતી' આદિ કેટલાંક તો અમુક અમુક પ્રસંગે ચર્ચાપત્રોને અવકાશ આપી તેમ જ સારા લેખો લખાવી, અમુક વિષયો ઉપર લોકમત કેવો છે તે જાણવાની સરળતા કરી આપે છે. વળી તે તથા અન્ય પત્રો સારા લેખકો પાસેથી નાનાવિધ વિષયો મંગાવી પોતાના મોટી સંખ્યાના વાચકવર્ગને શુભ પ્રસંગે ભેટ આપવા માટે ખાસ અંકો પ્રગટ કરે છે. આવા મનોરંજક ઉપાયો યોજી તેઓએ સામાન્ય વાચકવર્ગમાં કેટલેક અંશે ગ્રંથાદિ દ્વારા કરતાં બીજે પ્રકારે પણ જ્ઞાનનો સારો ફેલાવો કર્યો છે. અમદાવાદમાં પણ 'પ્રજાબંધુ' 'ગુજરાતી પંચ' આદિ સાપ્તાહિક પત્રો લોકમત કેળવવામાં પણ ઠીક સાધનભૂત થાય છે.

પાશ્ચાત્ય દેશોમાં તો માસિકો અને વર્તમાનપત્રો લોકમત ઉપર કેવી પ્રબળ અસર કરે છે તે આપથી અજાણ્યું નથી. હાલનાં આપણાં વર્તમાનપત્રો પણ કાંઈક અંશે તેવું બળ ગ્રહણ કરતાં થયાં જણાય છે. વળી એ વર્તમાનપત્રોની ભાષા પણ પૂર્વ કરતાં બદલાઈ ગઈ છે. અને તે લોકકેળવણી કેટલે અંશે વધી છે, તેનું માપ બતાવનાર એક સાધન છે.

### ભાષાશુદ્ધિ અને પ્રગતિ

પારસી પત્રોની ભાષા પણ અગાઉ કરતાં વધારે શુદ્ધ થઈ છે. વર્તમાનપત્રો પણ આમ સાહિત્યવિષયક લોકસેવામાં સાધનભૂત થવાની સાથે ભાષાને ઊંચી અને શુદ્ધ બનાવવા પ્રયત્નો આદરે છે. તો હિંદુ ભાઈઓને હાથે ચાલતાં વર્તમાનપત્રોની તો થાય જ એમાં નવાઈ શી? હાલમાં વર્તમાનપત્રોના લેખોમાં અગાઉ કરતાં સંસ્કૃત શબ્દોની અધિકતા જોવામાં આવે છે, ભાષા પણ સામાન્યતઃ સંસ્કારી જણાય છે. વાક્યોમાં પણ ગૌરવ લાવવા પ્રયત્ન થયેલો દેખાઈ આવે છે,

અને લેખનશુદ્ધિ ઉપર પણ અધિક લક્ષ અપાય છે.

મારા સદ્‌ગત મિત્ર મનઃસુખરામનો શબ્દશુદ્ધિ એટલે કે અન્ય ભાષાના શબ્દોને બદલે તે સ્થાને સંસ્કૃત ભાષાના શબ્દો વાપરવાનો બહુ આગ્રહ હતો અને બીજાઓને પણ તેઓ તેવો જ ઉપદેશ કરતા હતા. તેઓના મતનો તેના આરંભના સમયમાં બહુ ઉપહાસ થતો હતો. પરંતુ તે ઉપહાસને હમણાંની વસ્તુસ્થિતિએ ખોટો પાડ્યો જણાય છે. 'હાઈકોર્ટ'ને બદલે ન્યાયમંદિર, 'ગવર્નમેન્ટ ગેઝેટ'ને બદલે આજ્ઞાપત્રિકા, 'હેન્ડબિલ'ને બદલે હસ્તપત્ર, 'હોટેલ'ને બદલે ઉપાહારગૃહ, 'યુનિવર્સિટી'ને બદલે શારદાપીઠ, વિશ્વવિદ્યાલય; 'વોલંટિયર'ને બદલે સ્વયંસેવક, 'પુઅર-હાઉસ'ને બદલે અનાથાશ્રમ, 'સિસ્ટર્સ હોમ'ને બદલે સેવાસદન–'નર્સીસ'ને બદલે સેવિકાઓ, આવા આવા અનેક શબ્દોની યોજના કરનારા નવા લેખકો તો 'ટિકિટ'ને બદલે મૂલ્યપત્રિકા, 'સ્ટેશન'ને બદલે અગ્નિરથ–સ્થાપન-સ્થલ, અને 'ટેબલ'ને બદલે લેખિનીનૃત્યાલય આદિ ઉપહાસિક શબ્દો યોજી ઉપહાસ કરનારાઓનો જાણે કે પ્રતિઉપહાસ કરી રહ્યા છે. આ સર્વે ધીમે ધીમે પણ અજ્ઞાત રીતે ભાષાની પ્રગતિ કઈ દિશામાં થતી જાય છે તેનું નિઃસંદિગ્ધ સૂચન કરે છે.

### સાહિત્ય પરિષદ આગળ ચર્ચાના બે વિષયો

હમણાં આપણી આગળ જોડણીનો તથા સાહિત્ય પરિષદના બંધારણનો એવા પ્રશ્નો નિરાકરણ સારુ ઉપસ્થિત થયેલા છે. આમાંનો પ્રથમ પ્રશ્ન કેટલીક મુદતથી ચર્ચાપાત્ર થયો છે. આ સંબંધી પાછળ કથન થયેલું છે. વિશેષ એમાં એટલું જ કહેવું જોઈએ કે વિવાદી વિષયમાં મતભેદ થવા જ જોઈએ અને તે આ વિષયમાં થાય એ યોગ્ય જ છે. પણ જ્યારે ત્યારે એક નિર્ણય પર આવ્યા વિના સિદ્ધિ નથી. તો બાંધછોડની રીતિએ વ્યાવહારિક દૃષ્ટિ ઉપર લક્ષ રાખીને તેનો નિકાલ લાવવા માટે વિશેષ મતને માન આપીને છેવટનો નિકાલ આણવા ઉપર સર્વે સાક્ષરોનો અભિપ્રાય થાય, તો આપણી પરિષદે મહાન કાર્યનો છેડો આણ્યો ગણાશે. અને એ પ્રમાણે થાય એમ સર્વેની પણ અભિલાષા હશે એમ હું ધારું છું.

બીજો પ્રશ્ન સાહિત્ય પરિષદના બંધારણનો છે. એમાં પણ ખેંચાખેંચી કરવા સરખું નથી. આપણી પરિષદનું મહાન કાર્ય એક-સરખી સરળ રીતે કેમ ચાલ્યું જાય તેવી યોજના વિચારપૂર્વક

કરવાની છે. વિદ્યાદિનાં કાર્યો વિદ્વાનો સમાધાનીથી કરે છે એવો દાખલો લેવા અને મેળવવાનો છે. ઐક્ય શું છે એ આપણે બતાવી આપવાનું છે. વિદ્વાનોનો એકમત કેવી રીતે થઈ જાય છે તે શીખી, આપણે લોકને એ શીખવવાનું છે. માટે જો સરળતાથી ચોખ્ખા હૃદયે એક નિર્ણય પર હમણાં આવી શકાય એમ હોય તો આ ચર્ચાપાત્ર વિષયનો નિર્ણય હમણાં લાવવો, નહિ તો દીર્ઘસૂત્રતાને વળગતું આપણે ચાલતું રાખવું હોય તો તેમ કરવું ઉચિત છે. હજી બે દિવસ છે તેટલામાં આ વિષયોનો પાકો વિચાર વ્યવસ્થાપક સભામાં કરીને જે નિર્ણય આપી શકે તે અગાઉથી જ નક્કી કરી રાખવો, અને એટલા જ માટે સૂચનાર્થે હું આ કથન અહીં કહું છું.

આપણા આ પાયારૂપ કાર્યના સંબંધમાં જલદી નિર્ણય લાવવામાં યુરોપખંડની પ્રખ્યાત ફ્રેન્ચ એકેડમી, ઇંગ્લંડની એકેડમી, ઓરિયેન્ટલ કોન્ગ્રેસો તથા આપણા દેશના બંગીય સાહિત્ય પરિષદ, હિંદી સાહિત્ય સંમેલન, મરાઠી સાહિત્ય પરિષદ, તેલુગુ પરિષદ આદિનાં બંધારણોના નિયમો આપણને બહુ માર્ગદર્શક અને સહાયકારક થઈ પડે તેમ છે.

### ફ્રાન્સની વિદ્વત્-પરિષદ ( એકેડેમી )

યુરોપખંડની એકેડેમીઓ ( વિદ્વત્પરિષદો ) આ હેતુથી સ્થપાયેલી છે; અને તેમાંય ફ્રેન્ચ એકેડેમી કેમ આટલી બધી જગત્પ્રસિદ્ધ થયેલી તે અત્ર હું જણાવું છું; આશા છે કે તે પ્રાસંગિક ગણાશે. સ્વાર્થના અંશ વિના સાહિત્ય, વિજ્ઞાન, કલા આદિની ખિલવણી-પ્રગતિને લક્ષબિન્દુ રાખીને તદર્થે શ્રમ લેનારા મંડળને વિદ્વત્-પરિષદ–' એકેડેમી '–કહેવામાં આવે છે. યુરોપખંડના સર્વ દેશોની લગભગ સઘળી એકેડેમીઓનો જાહેર પ્રજામાં સ્વીકાર થયેલો છે. તેની સ્થાપનામાં તેમ જ તેના નિભાવમાં તે તે રાજ્યોએ સારો આશ્રય આપેલો છે અને અદ્યાપિપર્યંત તે આશ્રય ચાલુ જ છે. યુરોપમાં એવી એકેડેમીઓ ( વિદ્વત્–પરિષદો ) બહુધા પાંચ પ્રકારની છે. (૧) વિજ્ઞાનવિષયક (૨) સાહિત્યવિષયક (૩) પુરાણવસ્તુશોધ–વિષયક અને ઇતિહાસવિષયક (૪) વૈદકીય અને શસ્ત્રપ્રયોગવિષયક અને (૫) લલિતકલાવિષયક.

આ સર્વ વિદ્વત્–પરિષદોના હેતુઓ અને કાર્યોનું અવલોકન

કરવાનો અહીં અવકાશ નથી. પરંતુ આદર્શરૂપ એની સત્તરમા સૈકાની બીજી પચ્ચીસીમાં સ્થપાયેલી ફ્રેન્ચ વિદ્વત્-પરિષદ સંબંધી હું ટૂંકમાં માર્ગદર્શક થઈ પડે એટલું જ અહીં જણાવું છું. આ પરિષદ સન ૧૬૩૫માં રાજાની આજ્ઞાથી સ્થપાઈ હતી. શરૂઆતમાં કેટલાક સાહિત્યરસિક મિત્રો મળતા અને મોટે ભાગે સાહિત્યના જ વિષયો ચર્ચતા. વળી એકાદ લેખકના પૂરા થયેલા ગ્રંથ ઉપર પણ તેના ગુણ-દોષની ટીકા કરતા અને અભિપ્રાયો દર્શાવતા. આ ખાનગી મંડળની કીર્તિ ચોમેર ધીરે ધીરે પ્રસરી અને રાજ્યના રક્ષણ હેઠળ તેને પરવાનો મળ્યો. તેની સ્થાપનાનો હેતુ નીચે પ્રમાણે નક્કી થયો હતો.

( ૨૪ મી કલમ ) :—આ વિદ્વત્-પરિષદનું મુખ્ય કાર્ય આપણી ભાષાને માટે પૂરતી સંભાળ અને ખંતથી ચોક્કસ નિયમો ઘડવાનું અને તેને શુદ્ધ સુભાષિત, અને એ કલાઓ તથા વિજ્ઞાનોનું નિરૂપણ કરવાને સમર્થ બનાવવાનું રહેશે.[૧] સામાન્ય જનસમાજના મુખથી, ધારાશાસ્ત્રીઓની ગરબડસરબડ કે વાક્છટાથી, અજ્ઞાન ખુશામતિયાઓના ગેરઉપયોગથી તથા સભામંડપોમાં વક્તાઓના દુરુપયોગથી જે અશુદ્ધતાઓ તેમાં પેઠેલી છે—તેમનાથી ભાષાને નિર્મળ[૨] કરવાનું એ વિદ્વાનોએ ધાર્યું.

આ કાર્ય માટે પ્રથમ ચાળીસ વિદ્વાનોની યોજના થઈ. તેઓ આરંભમાં વારાફરતી પોતાનામાંના દરેક વિદ્વાને લખેલા નિબંધ ઉપર વિવેચન કરતા. તેની આરંભની પ્રવૃત્તિથી જણાઈ આવે છે કે, તે સમયે એ નિબંધો કંઈ ખાસ પ્રતિભાશક્તિવાળા કે લક્ષણવાળા ન હતા. પછી તેમણે સુપ્રસિદ્ધ વિદ્વાનના ગ્રંથની સમાલોચના કરવા માંડી. પણ તે સમયે એવો નિયમ હતો કે, એ લેખકની વિનતિ વિના

I. "The principal function of the **academy shall** be to labonr with all care and diligence to give certain rules to our language, and to render it pure, eloquent and capable of treating the arts and science." (art 24) *Encyclopaedia Bri.* Ed. 11 V. I P. 100

2. They proposed "to cleanse the language from the impurities it had contracted from the mouths of the common people, from the jargon of the lawyers, from the mixed uses of ingnorant courtiers and the abuses of the pulpit."

ગ્રંથની સમાલોચના કરવી નહિ. ધીરે ધીરે આ વિદ્વત્પરિષદે પસંદ કરેલા લેખકોના ગદ્યપદ્ય ગ્રંથોની સૂચિ પ્રગટ કરી. તેમાંના પસંદ કરેલા સઘળા શબ્દો અને પદોના સંગ્રહમાંથી તેમણે એક કોષ તૈયાર કર્યો. આ વિદ્વત્-પરિષદનો ઇતિહાસ વાંચવાથી બીજી ઘણી ઉપયોગી બાબતો સંબંધી માહિતી મળી શકે એમ છે.

અહીં યુરોપિયન વિદ્વત્-પરિષદના હેતુ અને કાર્ય સંબંધી ઉપર કરેલા સૂચન ઉપરથી આપ સર્વ મહાશયો આપણી ગૂજરાતી સાહિત્ય પરિષદના ઉદ્દેશ અને કર્તવ્ય સંબંધી વિચાર કરશો. તેમ જ હિંદની ઉપર જણાવેલી સાહિત્ય પરિષદોના ઉદ્દેશોની પણ નિરીક્ષા કરીને આપણી પરિષદને માટે એક યોગ્ય, અનુકૂળ, સાધ્ય કર્તવ્યમાર્ગ શોધી કાઢશો. હવે આ પરિષદ ચોથી હોવાથી ભવિષ્યમાં આપણી પરિષદે વિશેષ સંગીન અને નિર્ણાયક કાર્ય હાથમાં લેવાની આવશ્યકતા છે.

મારા અભિપ્રાય પ્રમાણે સાહિત્ય પરિષદોનો હેતુ એવો હોવો જોઈએ કે, અભિપ્રાયોની ભિન્નતાનો વિચાર કરી, તેનું મથન કરી, તેમાંથી સારરૂપ એકતા તારવી કાઢવી, ને પ્રત્યેક ગૂજરાતી ભાષાના અભિમાની વાચકો, લેખકો, આદિએ ભિન્ન ભિન્ન માર્ગે ન જતાં, તથા પોતાની શક્તિઓ જુદે રસ્તે વિખરાવી ન દેતાં સર્વ સંઘની તુલ્ય એક સાહિત્યસેવાની સિદ્ધિરૂપ જે મંદિર—અથવા ઉદ્દેશ તેના પ્રતિ સાથે મળી સહગમન કરવું. કોઈ પણ પ્રકારના તાલભંગને અવકાશ ન આપતાં તાલબંધની સર્વત્ર યોજના કરવી એ જ સુશિક્ષિત સાક્ષ-રોની પદવીના અભિલાષીઓનું ખરું કર્તવ્ય છે. આવા સર્વ ઉદ્દે-શોની સિદ્ધિ અર્થે આપણી પ્રથમ પરિષદના આરંભમાં જ સદ્ગત ગોવર્ધનરામભાઈએ જે સૂચન કર્યું હતું, તેનું હું માત્ર અહીં તમને સ્મરણ કરાવું છું.

સાંપ્રત સમયે હિંદમાં એકપ્રજાત્વની ભાવના જાગ્રત થયેલી છે. તેને અંગે, દેશની જુદી જુદી ભાષાનાં સાહિત્યોના અનેકવિધ વિકાસો થવા માંડયા છે. ગૂજરાતી ભાષાના સાહિત્યને આવે સમયે સમૃદ્ધ કરવું એ આપણું કર્તવ્ય છે. તે સારુ ઉપર જણાવ્યું તેમ હિંદની આગેવાન સાહિત્ય પરિષદોના સમાગમમાં આવવાની અને તે તે ભાષાના સાહિત્યનો વિશેષ પરિચય કરવાની જરૂર છે. તેથી મને આ નીચેની યોજના માર્ગદર્શક જણાવાથી તે સંબંધી હું અત્રે કંઈક રેખાદર્શન કરાવું છું.

## હિંદની સાહિત્ય પરિષદોની એકતા

હિંદની વિશાળ વસ્તીની મુખ્ય ભાષાઓના આગેવાનોએ પોતપોતાની સાહિત્ય પરિષદો સ્થાપી છે; તો આ પરિષદોએ એકબીજી વચ્ચે વ્યવહાર ચલાવીને પ્રત્યેક ભાષાની ખામીઓ પૂરી કરવી અને આગળ સાહિત્યનો વિસ્તાર વધારતા જવું.

અંગ્રેજી ભાષામાં અનેક શાસ્ત્રોના ગ્રંથ રચાયેલા હોવાથી તેના કોષમાં શબ્દોનું સારું ભંડાળ થયું છે. એ ભાષામાંથી જે શાસ્ત્રીય વિષયોના ગ્રંથોના અનુવાદ કરવા હોય અથવા અનુકરણ કરવાં હોય, તો તે માટે હિન્દની સર્વ ભાષામાં જે જે નવા શબ્દોનો ઉપયોગ કરવો પડે, તે સર્વની યોજના કોષ ભંડારમાંથી કરીને સર્વે ભાષાના ગ્રંથોમાં તેવા જ નિયમે ઘડેલા શબ્દો યોજવા. જેમકે, 'ટાઉનહૉલ' ને બદલે પૂરાલય, 'યુનિવર્સિટી'ને માટે વિશ્વવિદ્યાલય, શારદાપીઠ, શાળામંડળ આદિ શબ્દોમાંથી કોઈ પણ હિંદની સર્વે ભાષામાં દાખલ થાય. એ જ પ્રમાણે વિજ્ઞાન આદિ વિષયો સંબંધી પારિભાષિક શબ્દો સર્વે ભાષામાં એક જ પ્રકારના દાખલ કરવા.

અંગ્રેજી અને હિંદની મુખ્ય ભાષાના કોષને એવું કોઈ નામ આપીને સર્વેની સંમતિથી જે એવો એક કોષ થાય, તેમાં પ્રથમ શબ્દ અંગ્રેજી, તેના અર્થ સંસ્કૃત, ગૂજરાતી, બંગાળી, હિંદી, મરાઠી અને તામીલ સાથે સાથે આપવામાં આવે. હિન્દની ઘણીખરી ભાષાઓ સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી એકબીજાનો સંબંધ એવો છે કે તે સમજવાને અઘરું પડતું નથી. તેમાં વળી કોષનો આશ્રય મળે તો કાંઈ મુશ્કેલી નડે નહિં. શાસ્ત્રીય ગ્રંથોની રચના કરવી હોય તો તેની પસંદગી માટે સર્વે પરિષદોનો એક મત થાય એવી એક સ્મરણી તૈયાર કરવી અને અનુકૂળતા પ્રમાણે પ્રત્યેક પરિષદે તેવા ગ્રંથ રચાવવાને વહેંચણી કરવી. બંગાળીમાં આવા પાંચ ગ્રંથ થાય તે ઉપરથી આપણી ભાષામાં આપણે તેનું અનુકરણ કરી લેવું. આપણી ભાષામાં જેટલા ગ્રંથ તૈયાર કરવાનું કરે તેટલા તૈયાર થતાં તે ઉપરથી બંગાળી કે મરાઠી ભાષાવાળા ભાષાંતર કરી લે. આવો પરિચય પડવાથી, ગ્રંથ રચનારા પુરુષોનો એકબીજાની ભાષાનો અભ્યાસ વધવાથી હિંદની ચાલતી ભાષાઓ ઉપર પણ કાબૂ આવી જશે. જે ભાષા, જે યુવક સારી રીતે સમજતો હોય તેવા યુવક પાસે

તે પ્રયાસોનાં પુસ્તકોનો ઉપયોગ કરાવવો. આ પણ સહેલી રીત છે.

ભાષાનો આવો ઉપયોગ લીધા પછી શાસ્ત્રીય વિષયો શીખવવાની તેવી જ વિભાગીય યોજના થઈ શકે તેમ છે. ખગોળવિદ્યા શીખવવા માટે એક સ્થળે વેધશાળા સ્થાપી હોય, તેમાં જે દેશી ભાષામાં જ્ઞાન આપવામાં આવતું હોય તે ભાષા જાણનારા ત્યાં જઈને જ્યોતિષી થઈ આવે. યાંત્રિક વિદ્યાનું જ્ઞાન આપવાને માટે, બીજા યોગ્ય સ્થાને શાળા સ્થાપી હોય, તો ત્યાં જઈને જેઓને તે શાસ્ત્ર શીખવું હોય તો તે શીખી આવે. આમ થવાથી પ્રત્યેક પ્રાંતમાં સર્વ વિદ્યા શીખવવા માટે જુદી જુદી યોજના કરવા મોટું ખર્ચ કરવું પડશે નહિ. વહેંચણી થવાથી ફાળે પડતું ખર્ચ થઈ શકવાને અડચણ આવશે નહિ. સરકારને પણ ઘણી સરળતા થશે. હિંદ બહારથી કળાઓ શીખી લાવવાને અથવા શાસ્ત્રીય વિષય શીખી લાવવાને પણ તેવી જ વહેંચણી થઈ શકશે.

આ પ્રમાણે પ્રાન્તવાર વહેંચણીથી જે કામ સિદ્ધ કરી શકાય એમ હોય તે કાર્ય સિદ્ધ કરવાની યોજના કરવી.

અહીં હિંદની સર્વ પરિષદોની એકતા સંબંધી જે કહેલું છે, તેને સમર્થન આપનારા પ્રયાસ વિદ્વાનોએ આ કારણે કરવાની અગત્ય છે. હાલમાં ગૂજરાતમાં કેટલાક વિદ્વાનો મરાઠી અને બંગાળીથી પરિચિત છે. તેમને આ એકતા સંધાય એવી સરળતા કરી આપવી જોઈએ. એ ભાષાની પરિષદોમાં તેમણે ભાગ લેવો જોઈએ અને તેના વિદ્વાનોને આપણી ભાષા તરફ આકર્ષી લાવવા જોઈએ. આથી હિન્દની મુખ્ય ભાષાઓનો અભ્યાસ કરવાની વૃત્તિ સતેજ થશે અને તે આયંદે ફળદાયી નીવડશે એમ મારી આશા છે.

## બાળબોધ લિપિ

આમ સમગ્ર દેશમાં વિવિધ વિષયોના શિક્ષણ અને વિશેષ કેળવણીના પ્રચારને માટે સાહિત્ય પરિષદોની એકતા સંબંધી જે ઉપર કહેલું છે, તેમાં બાળબોધ લિપિ દાખલ થવાથી વિશેષ સરળતા થાય એમ છે. મરાઠી બંગાળી આદિ ભાષાઓના જે ઉત્તમ અને ઉપયોગી ગ્રંથો પ્રગટ થાય છે, તે ભાષાના કોષ આદિ આધાર લેવા યોગ્ય જે સૂચિગ્રંથો પ્રસિદ્ધ થાય છે, તે ગ્રંથો એ બાળબોધ લિપિમાં પ્રગટ થયેલા હોય તો તે ગ્રંથોનો પરિચય સુશિક્ષિત અભ્યાસી

સરળતાથી કરી શકે. તેને અભાવે તેમ જ બંગાળી, મોડી આદિ લિપિઓ શીખવવાની સરળતા નહિ હોવાને લીધે એ ભાષાના ઉત્તમ અને ઉપયોગી ગ્રંથોનો લાભ લઈ શકાતો નથી. આથી બાળબોધ લિપિમાં ગ્રંથો પ્રગટ કરવાની આવશ્યક્તા છે.

"બાળબોધ લિપિ દાખલ કરવા હાલ એકદમ પગઉપાડો થઈ શકે એમ દીસતું નથી, તેથી સાહિત્ય વિષે કર્તવ્યની ટીપમાં તેને દાખલ કરવી" એવું ત્રીજા પરિષદ્-પ્રમુખ તરફથી કથન કરવામાં આવ્યું હતું.

ગૂજરાતી અક્ષરની તરફેણમાં છાપવાની સરળતાનો એમાં ગુણ છે એમ કહેવામાં આવે છે. તે કદાપિ એ લિપિના ઓછા પ્રચારથી તેનું કામ કરનારાઓની જાણ આદિ કારણને લીધે હશે; પરંતુ એ તકરાર વધારે વજન આપવા સરખી નથી. બાર કરોડની હિંદની ભાષાના અક્ષર બાળબોધ છે. મરાઠી પુસ્તકોની લિપિ દેવનાગરી છે. સંસ્કૃત પુસ્તકો સર્વે દેવનાગરીમાં જ છપાય છે. નવીન ગૂજરાતી ભાષાના પ્રારંભ ગ્રંથ દેવનાગરીમાં છપાતા હતા. વળી ખાસ હસ્તલિખિત પુસ્તકો ઘણેભાગે એ લિપિમાં લખાયેલા છે. બીજા પણ ઘણાક ગ્રંથો એ જ લિપિમાં છપાય છે. એ પ્રમાણે દેવનાગરી લિપિનો વહેતો પ્રવાહ છે. તેમાં કોઈને કચવાવું પડ્યું નથી. ગૂજરાતી અક્ષરો તો માથા બાંધ્યા વિનાના બોડિયા છે. એકેએક માથા બાંધવા તેની કડાકૂટ ટાળવાને તેને બદલે પ્રથમ લીટી દાખલ થઈ અને હવે તો લીટીને પણ રુખસદ આપી છે. આવા અક્ષરના સહવાસમાં આવી પડવાથી તેનાથી વિખૂટા પડવા કદાપિ જો વૃત્તિ ઓછી થતી હોય, તો હવે એવો આગ્રહ પકડી રાખવાની અગત્ય નથી. ગ્રંથ ગૂજરાતી લિપિમાં છપાય તો ખર્ચ ઓછું થાય છે, એ વાત ટકી શકે એમ નથી. છપાવનારને બન્ને લિપિ સરખે ભાવે પડે છે. તેમ છતાં તેમ હોય તો પણ જનસમૂહની એકતાના સવાલ આગળ તે નભી શકે એમ નથી. મદ્રાસના એક પુસ્તકસંગ્રહમાં સંસ્કૃત પુસ્તકો છે. તે બધાં રોમન અક્ષરમાં ( Transliteration ) છાપી નાખવાની સૂચના થઈ હતી, તે ખેદકારક હતી; પણ હજી લગણ તે કામ પડી ભાંગ્યું છે, તે ઘણું જ સારું થયું છે. કેટલાક તામ્રપત્ર ઉપરના પ્રાચીન લેખ રોમન અક્ષરથી પ્રગટ કરવામાં આવે છે. તે સંસ્કૃત લિપિના અક્ષરો

વાંચવાનો જેઓને અભ્યાસ પડેલો હોય નહિ, તેની સરળતાને ખાતર આમ કરવામાં આવે છે. આ પ્રમાણે વળી કોઈ રોમન અક્ષરમાં ગૂજરાતી ગ્રંથ છપાવવાની ભલામણ કરવા ઊઠતાં જણાવે છે કે, છપામણી ઘણી સસ્તી થાય એમ છે, અને એ અક્ષર આખી પૃથ્વીમાં વંચાય છે; માટે તે લિપિ દાખલ કરવી, તો તેમ કદી પણ આપણે કરી શકવાના નથી. માટે બીજી ઓછી અગત્યની દલીલો વેગળી મૂકીને ગૂજરાતી ભાષાના ગ્રંથો દેવનાગરી લિપિમાં જ પ્રગટ કરવા એ જ ઉત્તમ માર્ગ છે.

આ પ્રયાસમાં ના. મહારાજશ્રી ગાયકવાડ સરકારે શુભ પગલું ભરેલું છે. આ રાજ્યની ‘ આજ્ઞાપત્રિકા ’ બાળબોધ લિપિમાં જ પ્રકટ થાય છે. તેમ અન્ય ઉપયોગી ગ્રંથો પણ એ લિપિમાં પ્રકટ કરવાના પ્રબંધો ઉપાડાયેલા છે અને ભવિષ્યમાં આ પ્રબંધ વિશેષ પગભર થશે.

આથી આ દિશામાં જો સત્તાધારીઓની સહાયતા મળે અને તેમના તરફથી તેને આદર આપવાના પ્રયાસો ઉઠાવવામાં આવે, તો આ કાર્ય વિશેષ અંશે સધાશે. ખાનગી પત્રવ્યવહાર આદિમાં બાળબોધ દેખા દે છે. તેમ એ ચાલુ રહે એ વાંધાભર્યું નથી. પરંતુ ઉપયોગી ગ્રંથોનો સરળતાથી દેશમાં વિશેષ સારો પ્રસાર થાય અને વિચારની આપલે કરવાની સરળતા વધે તેથી બાલબોધ લિપિ દાખલ કરવાની આવશ્યકતા છે.

**ઉપસંહાર**

સદ્‌ગ્રહસ્થો ! આપણી સર્વની ઇચ્છા, ગૂર્જર ભાષાની તથા સાહિત્યની ઉન્નતિ કરવી એ જ છે. તેને સારુ આપણો કર્તવ્યપ્રદેશ કેટલો બધો વિસ્તીર્ણ છે તે ઉપર અલ્પમાં સૂચવ્યો છે. એની સિદ્ધિ કરનાર લેખકવર્ગ ત્રણ પ્રકારનો છે; એક કેવળ ગુજરાતી ભાષા દ્વારા કેળવાયલો, બીજો ગૂજરાતી સહ અન્ય હિંદી, બંગાળી, મરાઠી આદિ ભારતીય ભાષાઓના અભ્યાસીઓનો અને ત્રીજો ગૂજરાતી સાથે સંસ્કૃત અને અંગ્રેજી, ફારસી, ફ્રેન્ચ આદિ વિદેશીય ભાષાઓના ગ્રંથોથી સંસ્કૃત થયેલી બુદ્ધિ ધારનારાઓનો. આ સર્વે જો પ્રથમ પોતાનો અભ્યાસ દૃઢપણે વધારી તેનાં ફળ આપવામાં યથાધિકાર ઉત્સાહપૂર્વક વર્તન કરશે, તો આપણી શુભ વાંછના ઈશ્વરકૃપાથી સત્વરે સિદ્ધ થશે.

સજ્જનો ! સાહિત્ય પરિષદને ચિરકાળ ઉત્તરોત્તર સફળ જીવન ઇચ્છી, અને **संघे शक्तिः कलौ युगे** એ વ્યાસવચનનું સ્મરણ કરાવી, મારા જીવનના અંતિમ ભાગમાં મારા વિચારો, આ ચોથી સાહિત્ય પરિષદરૂપ એક સન્માન્ય મંડળ સમક્ષ નિવેદન કરવાનો જે પ્રસંગ કાર્યવાહક મંડળ દ્વારા મને આપવામાં આવ્યો છે, તેને માટે હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માની બેસવાની આજ્ઞા લઉં છું.



**સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા**

[ ઈ. સ. ૧૮૫૯–૧૯૩૭ ]

પ્રમુખ : પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ

સુરત, ૧૯૧૫.

"ખબરદાર મનસૂબાજી, ખાંડાની ધારે ચઢવું છેજી,
હિમ્મત હથિઆર બાંધી રે, સત્યની લડાઈએ લઢવું છેજી."

એમ હિમ્મત હથિયાર બાંધી સત્યની લડાઈએ લઢનાર, સુરદાસે કહ્યું તેમ.

"સબસેં ઊંચી પ્રેમસગાઇ"

એ પ્રમાણે સબસે ઉંચી એવી પ્રેમસગાઈ સાધનાર, વળી ધના ભગતે કહ્યું તેમ,

"રામબાણ વાગ્યાં હોય તે જાણે:"

એમ રામબાણથી ઘવાઈ જનાર, કબીરજીએ કહ્યું તેમ,

શૂર શંગ્રામ કો દેખ ભાગે નહી, દેખ ભાગે વોહી શૂર નાહી.

એમ સંગ્રામની પણ નવી નીતિ, અને નવો ધર્મ સરજનાર ગુજરાત અને ગુજરાતી ભાષાને નવજીવન આપનાર, હિન્દુસ્તાનને સતેજ કરનાર, અને જગતને નવો પેગામ આપનાર એ અમર વ્યક્તિનાં ગુણગાન જેટલાં ગાઈએ એટલાં ઓછાં છે. છેલ્લા દાયકામાં આપણી ગુજરાતી ભાષાને સરળ અને સચોટ, તીણી અને માર્મિક, બળવાન અને બુલંદ, નીડર અને નક્કર, વિનયભરી અને રસિક બનાવનાર સૌ કોઈ ભાષાભક્તોને મારાં અભિનંદન છે.

વળી ભાષાનો આધાર કેવળ કલ્પનાના પરદેશી સાબુના ફીણથી ઉરાડેલા ગોળા ઉપર હોઈ જ ન શકે. ભાષાનું પોષણતત્ત્વ તો તે પ્રાંતના સાચા જનસ્વભાવના આલેખનમાં જ છે. જ્યાં સુધી એના સ્વભાવનું ખરું રહસ્ય ભાષામાં ઊતરે નહી ત્યાં સુધી ભાષાની કાયા રોગવાળી જ રહે છે, તેમ જ ભાષા સત્ય અને સ્વતંત્રતાના સિદ્ધાંતપર ઘડાયલી ન હોય તો તેનું કલેવર સડેલું જ ગણાય. હું ફરી ફરીને કહું છું, કે ભાષા સાદી અને સરળ હોવી જોઈએ. જેટલું સત્ય સાદું છે. અને સ્વતંત્રતા જેમ વહાલી છે, તેમ જ ભાષાનું કલેવર સાદું અને સજીવન હોવું જોઈએ: એનું વણાટકામ ભલે જાડું હોય કે બરછટ હોય. ભાષામાં શબ્દો પણ સમજાય એવા હોવા જોઈએ. અર્થ વિનાના અતિ પાંડિત્ય ભર્યા શબ્દોને આમતેમ ઘુસાડવાથી ભાષાનું પોત બગડે છે. ચોરીનાં લાલ્લાં શીકે ન ચડે તે હવે સમજી જવું જોઈએ.

ભાષા તો એક સાધન છે, ધ્યેય નહીં. અત્યારની આપણી દશા જોતાં, દેશકાળનો વિચાર કરતાં, ભાષા સાથે વાગ્વિલાસ કે શબ્દરચના નહીં કરી શકીએ. અત્યારે ભાષા સાથે લાડ કરનાર કે

શબ્દોને લાડ લડાવનાર ભૂલ કરે છે. અત્યારે ભાષામાં શણગાર ચઢાવવવામાં વખત બગાડવાનું આપણને પાલવે તેમ નથી. એ બધા વાણીવૈભવ અત્યારે આપણને છાજતાં પણ નથી. એ છાજે જ્યારે આપણો સારો અને સ્વતંત્રતાનો સમય હોય ત્યારે. એ છાજે જે દેશે મુક્તિ મેળવી હોય તેને. આપણી દશા અત્યારે વાણીવિલાસ કરવા જેવી નથી. અહીં નીચેની લીટીઓ અસ્થાને નહિ ગણાય.

મહા રોગને મૃત્યુના સાગરમાં;
લાખો શ્વાસ નિઃશ્વાસ ભર્યા જગમાં.
સિતમે સળગંત ધરા–તલમાં,

રસ સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સોનેરી ભૂખ્યાં જનને
ત્યારે હાયરે હાય કવિ ! તુંને શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે ?
સારા વિશ્વની જે દિ ક્ષુધા સમશે,
ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિ જનને જડશે,
કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાથે બને,
તારા કૂંજન આજ જલાવી દે પ્રાણ ! રે દંભ ગાવા તને કેમ ગમે !?

આપણે જરૂર નવા ઘાટ ઘડી શકીશું. એમાં નવીન નકશી પૂરી શકીશું, જ્યારે દેશ સ્વતંત્ર થયો હશે ત્યારે. અત્યારે તો હિન્દુસ્તાનનાં સાચા ગૌરવરૂપ એના ખેડુતો અને મજૂરના જીવનને સ્પર્શ કરી, એમને ઊંચી કક્ષાએ લાવવામાં, એમના સંસ્કારને સજીવન કરવામાં, ભાષાને ખપમાં લેવી જોઈએ. ભાષાનો વિકાસ અને એમના જીવનનો વિકાસ એકબીજા સાથે સંકળાયલાં હોવાં જોઈએ. અત્યારે તો રાષ્ટ્ર જીવનના ઘડતરમાં ભાષાનો ઉપયોગ થવો જોઈએ. અત્યારે તો મુક્તિનો એ ધનભાગ્ય દિવસ વહેલો આણવાને ભાષા સાધન તરીકે વાપરવી જોઈએ.

ગઈ કાલ સુધી આપણો બધો વ્યવહાર લગભગ અંગ્રેજી ભાષાદ્વારા ચાલતો. હજી પણ કેળવણીના વિષયમાં આપણે હદપારની ગુલામી મનોદશા ભોગવી રહ્યા છીએ. આપણા સઘળા જીવનવ્યવહારમાં જ કેવળ નહીં, પરંતુ જનતાની શિક્ષણપદ્ધતિમાં પણ તે જ ગુજરાતી ભાષા દ્વારા જ અપાવી જોઈએ. અને તે જ ઉદ્દેશથી ગુજરાતી ભાષાની ખિલવણી કરવી જોઈએ. એટલું જ નહિ પણ સઘળી વિદ્યાપીઠોમાં મુખ્ય ભાષા ગુજરાતી જ હોવી જોઈએ. અને અંગ્રેજી બીજી ભાષા તરીકે રહેવી જોઈએ.

યુરોપનાં દેશોમાં જર્મનીમાં જેમ અંગ્રેજી, ફ્રાંસમાં જેમ સ્પેનીશ અને ઇંગ્લાંડમાં જેમ ફ્રેન્ચ શીખવવામાં આવે છે તે પ્રમાણે હિન્દુસ્તાનમાં અંગ્રેજી ભાષા શીખવાવી જોઇએ. "સ્વભાષા દ્વારા શિક્ષણ" એ સૂત્ર પર જેટલી ચર્ચા થઈ છે, તેનાં પ્રમાણમાં એ દિશા તરફ કંઈ સક્રિય કામ નથી થયું, એ ખરેખર શોકજનક છે. આ દશાથી આપણી ભાષાને ઘણું ખમવું પડયું છે. પરંતુ હવે તો કેળવણી શિવાયનાં બીજાં ક્ષેત્રોમાં ગુજરાતી ભાષાની ઉપયોગિતા અંકાવા માંડી છે, અને ભાષાની સાદાઈ અને સરળતા તેમ જ બીજા અનેક કારણોને લઇને લોકજીવન એટલું તો જાગૃત થયું છે કે રાજકીય વિષયમાં નાણાંવિષયમાં સમાજસેવામાં, ધર્મ અને કર્મના વિષયમાં લોકોએ ખૂબ રસ લેવા માંડયો છે અને તેની સાથે સાથે ગુજરાતી ભાષાની પણ ખિલવટ થઈ છે.

જગતભરની હાલની ભાષાઓની ઇમારત સાદાઈ તરફ વહે છે, અને એમની મૂળ ભાષા કે માતૃભાષાની અસરમાંથી છૂટી થઈ ભારેખમ અને શાસ્ત્રીય બંધારણ ત્યજી તદ્દન સાદી અને સરળ થતી જાય છે. ગ્લેડસ્ટનનું અંગ્રેજી બદલાઈ જેન ઓસ્ટિનનું અંગ્રેજી સ્થપાયું, અને મિલ્ટનની પદ્યભાષાની જગ્યાએ ટેનિસનની શૈલી દાખલ થઈ.

છેલ્લાં વીશ વર્ષમાં ભાષાનો ઝોક સાદાઈ અને સરળતા તરફ એટલો બધો વધી ગયો છે, કે કેટલાક લોકોની આંખમાં એ પલટો તો એક મોટી ક્રાન્તિ જેવો લાગે છે. માટે હું ફરી ફરીને કહું છું કે ભાષા સાદી, સરળ અને રાષ્ટ્રજીવનને ઘડનાર અને પોષનાર હોવી જોઈએ.

આવા પ્રકારની ભાષામાં લખાય એ જ ખરું સાહિત્ય. ગઈ કાલ સુધીનું સાહિત્ય આ કસોટીએ તપાસતાં માલમ પડશે કે ઘણે ભાગે તે અર્થ વગરનું, ઉપયોગ વગરનું અને જીવ વગરનું નીવડયું છે. રાષ્ટ્રના ઘડતરમાં કવિતા એક સાધન છે, અને એની સંગીતમયતા અને ઊર્મિપ્રાધાન્યને લઈને લોકજીવનમાં સંસ્કારિતાની પોષક છે, એમ હું માનું છું અને એનો જેટલો ઉપયોગ થાય એટલો કરવો જોઈએ. પરંતુ બુદ્ધિના અખાડામાં ઊતરી અક્ષરોના દાવપેચ કરવામાં કવિતાનો ઉપયોગ અત્યારે બીનજરૂરી છે.

નવલકથા પણ રાષ્ટ્રજીવનનાં ઘડતરમાં મોટું હથિયાર છે, જો

વાપરતાં આવડે તો. પરંતુ પરદેશી રેસાઓ ઉપર નવલકથાની વસ્તુ ગૂંથાયાં કરવાની હોય અથવા નકલી કે ખોટા ઇતિહાસ પર રચાયલી આદિ નવલકથાને પાટલે મૂકી પૂજ્યાં કરવાની હોય તો એવી નવલકથાની કંઈ જ કિમ્મત નથી.

તેમજ નવલકથા કેવળ રંજન ખાતર વખત કાઢવા માટે જ લખાવાની હોય તો હું કહું છું કે એ સમય અને ધનનો ખોટો વ્યય છે. અત્યારે આપણો એવો સમય નથી કે ગાદી તકિયે કે આરામખુરસીએ બેસી આપણે કેવળ દિલ બહેલવવા સાહિત્ય વાંચ્યા કરીએ. અત્યારે તો સાદી અને સરળ ભાષામાં લોકજીવનને મુક્તિને માર્ગે દોરે એવી રાષ્ટ્રવિધાયક નવલકથા હોય, તો જ તે તેનો કાંઈક ઉપયોગ છે.

રા. કનૈયાલાલ મુનશીનાં તેમજ શ્રી. ગૌરીશંકર જોષી ('ધૂમકેતુ')નાં લખાણો જેટલે અંશે ગુજરાતનાં લોકજીવનને સ્પર્શ્યાં છે, અને ગુજરાતી ભાષાનો પ્રવાહ જે દિશામાં વહેવો જોઈએ તેને અનુસરીને આલેખાયાં છે, તે પ્રમાણમાં તેનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન છે.

એ જ વાત નાટકોને માટે. તકલાદી અને કૃત્રિમ જીવનને અને અસંસ્કારી રહેણીકરણીવાળા જીવનને નાટકના તકતાપર રજૂ કરવાથી આપણો દહાડો નહીં વળે. અને રંગભૂમિનો સડો દૂર નહીં થાય. સમાજની કાળી બાજુને કોઈ પણ જાતના મુદ્દા વિના, એની અસરનો વિચાર કર્યા સિવાય, ચૂનો ઢોળવાની કૂચિયા—પીંછીથી બેચાર ધાબાં મારી ચીતરાયલાં નવલકથા અને નાટકોને હું તો ઘણાં જ હાનિકારક માનું છું. પ્રામાણિકતા અને નગ્ન સત્ય કહેવાની હિમ્મતના બહાના હેઠળ, નાટકની શુદ્ધ કળાને વંઠેલી ન બનાવી શકાય. રણછોડભાઈ, ડાહ્યાભાઈ, મૂળશંકર, અને નથ્થુરામે, સાચા ગુજરાતી જીવનને સ્પર્શ કરવામાં ખરેખર સફળતા મેળવી હતી, અને એટલે દરજ્જે રંગભૂમિદ્વારા કુદરતી રીતે જનતાને લાભ પણ થયો હતો. પછી તો તે વહેણ, ઉજ્જડ રણમાં સુકાઈ ગયાં તે સુકાઈ જ ગયાં.

નાટકોનો ખરો ઉપયોગ તો સમાજનાં બંધનો તોડવામાં થવો જોઈએ. આજ વર્ષોથી ગુજરાતી સમાજ અનેક હાનિકારક રૂઢિનાં અને ખોટાં ધાર્મિક બંધનોની અંદર સમસમી રહ્યો છે. એથી સમાજના આખા અંગનો વિકાસ નથી થઈ શકતો, પણ એ વધારે

એડાળ થતું જાય છે. એ બંધનોનું ઝેર તો એટલું બધું વ્યાપી ગયું છે, કે સમાજનું માનસ પણ તદ્દન ગુલામી દશાવાળું થઈ ગયું છે. એનાથી સ્વતંત્રપણે વિચાર પણ થઈ શકતો નથી. સામાજિક બંધનોના જુલમ તો અસહ્ય જ છે અને એનો જેમ બને તેમ વહેલો નાશ કરવાની જરૂર છે. સામાજિક સ્વતંત્રતા સાધવાને અને સમાજના પ્રાણ રૂંધી રહેલાં બંધનો તોડવાને નાટકોને જરૂર સાધન તરીકે વાપરી શકાય.

ત્યારે લોકજીવનને સ્પર્શે અને પલટે, એ ખરી ભાષા અને ખરું સાહિત્ય. આકાશમાંના તારાઓ જેટલું ઊંચું અને એ ઊંચાઈએ ધૂમકેતુઓની માફક ફરી, કોઈ કોઈક વાર દેખા દઈ લખાયલું સાહિત્ય તે સઘળું નિરર્થક. સંસ્કૃતની શબ્દચમત્કૃતિઓ વડે ચમકાવી, અને જ્ઞાનના આડંબરભારવડે લાદાલાદી, બીજાઓને બાળક જેવા લેખી, પોતે ઊંચે આસને બેસી રહેવાનું સલામત માનનારાઓએ સરજેલું સાહિત્ય, કેવળ ઓળા સમાન છે. એ સઘળું લોકોને મન ટગરટગર જોયાં કરવા પૂરતું જ, સમજવા માટે નહીં. શબ્દોના એ ઢાલા ભણકારા લોકોને મન અર્થ વગરના છે.

નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રેમાનંદ અને નર્મદ પછી તો ગાંધીયુગ. અને **ગાંધીયુગ તે જ અમરયુગ. એ યુગનું સર્જન તે જ સાચું સર્જન.** એ યુગનાં પોષક તત્ત્વો એ જ સાચાં તત્ત્વો. હજી તો એ યુગનું પરોઢિયું છે. એના મધ્યાહ્ન સમયમાં ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યનો પૂરો વિકાસ થશે.

પત્રકારિત્વ પણ સાહિત્ય જ છે. વર્તમાનપત્રો પણ સાહિત્યનું અંગ છે. તેમાં લોકજીવન ઘડવાની અગાધ શક્તિઓ રહેલી છે. શુદ્ધ અને પ્રામાણિક હેતુથી લખનાર, રાષ્ટ્રજીવનના ઘડતરમાં વર્તમાનપત્રોના ફાળાની જેટલી કદર કરીએ એટલી ઓછી છે. આ સંબંધે સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ, મહેરજીભાઈ માદન, મર્હૂમ કેખશરૂ કાબરાજી. અને મર્હૂમ બેહેરામજી મલબારી, શ્રી. ઠાકોરરાય ઠાકોર, શ્રી. મણિભાઈ દેસાઈ, શ્રી ચન્દ્રશંકર પંડ્યા, શ્રી સોરાબજી કાપડિયા, શ્રી. શામળદાસ ગાંધી, શ્રી. ખંડુભાઈ દેસાઈ, શ્રી પ્રભુદાસ મોદી, શ્રી. જયંતીલાલ અમીન, અને શ્રી અમૃતલાલ શેઠ. વગેરેની ખાસ નોંધ લેવી ઘટે છે.

આ પરિષદના સત્કારમંડળના અધ્યક્ષ શ્રી. અંબાલાલ બુ. જાનીની ગુજરાતી સાહિત્યની સેવા ગુજરાતી સાહિત્યનાં ઘણાં ક્ષેત્રોમાં છે, પરંતુ વર્તમાનપત્રદ્વારા તેમની ગુજરાતી જનસમાજની સેવા ગયાં પચ્ચીશ વર્ષ થયાં સતત અને સંગીન છે, તે સારુ એમને હું ખાસ અભિનંદન આપું છું.

જે સંસ્થાઓ ગુજરાતી સાહિત્યને લોકોપયોગી બનાવી શકે છે તેમની સેવાની કિમ્મત પણ કાંઈ ઓછી નથી. ગુજરાતને ગામડે ગામડે પુસ્તકો પહોંચી શકે એટલું જ નહિ, પણ ત્યાંના લોકોને ખરીદવાને સુગમ થઈ પડે એટલાં સસ્તાં વહેંચી શકે એવી સંસ્થાઓને તો ખરેખર ધન્યવાદ છે. મારી જાણમાં તો એવી બે સંસ્થાઓ છે. એક તો "સસ્તું–સાહિત્ય–વર્ધક કાર્યાલય," અને બીજું "નવજીવન કાર્યાલય." "સસ્તું–સાહિત્ય–વર્ધક" સંસ્થાએ સારાં અને સરળ ગુજરાતી પુસ્તકોનાં પ્રકાશનો કરવામાં જે ફાળો આપ્યો છે, તે માટે ભિક્ષુ અખંડાનંદનો ગુજરાત જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે. ખરું જોતાં તો એ કામ સાહિત્યપરિષદનું જ કહેવાય અને તે ક્યારનું થવું જોઈતું હતું. "સસ્તા સાહિત્ય" તરફથી પુસ્તકો ગુજરાત ઉપરાંત ગુજરાત બહાર જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે તે દેશદેશ પહોંચ્યાં છે, એ ખરેખર આનંદની વાત છે. એ જ પ્રમાણે તદ્દન પડતર કિંમતે હળવું અને વિચારભર્યું સાહિત્ય પ્રકટ કરી, પ્રચાર કરવામાં "નવજીવન કાર્યાલય"નો હિસ્સો પણ જેવો તેવો નથી. સારું તેમ જ સરળ સાહિત્ય પ્રકટ કરવું, અને લોકોને તેમાં રસ લેતાં કરવાં, એ કંઈ સાધારણ કામ નથી. એમાં કુનેહ, ઝીણી સમજ, નાડ પારખવાની આવડત, અને ઊંચી કલા અને સેવાભક્તિની જરૂર છે. સાહિત્ય પરિષદ આ દિશામાં જેટલું કરે તેટલું ઓછું છે. આજ સુધી એ દિશામાં કંઈ ન થયું હોય તો ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાની જરૂર છે. બીજી પ્રચારક સંસ્થાઓ મુંબાઈ, અમદાવાદ, રાણપુર, વગેરેમાં છે, પણ ઉપલી બે સંસ્થાઓના શુભ અને પ્રથમ પ્રયાસ તો ખરેખર દાખલા રૂપ જ છે. તેમાંય નવજીવનના કાર્યવાહકોનું તો ગુજરાત સદા સર્વદા ઋણી જ રહેશે.

છેવટે સાહિત્યની સેવા કરવાની ધગશ રાખનારા મારા જુવાન મિત્રોને બે બોલ કહેવાની જરૂર જોઉં છું. પંડિત અને વિદ્વાનોએ વારંવાર સલાહના શબ્દો કહ્યાં હશે. અને ખાસ કરીને ભાષાના ઇતિહાસ

વિશે, કર્તા અને ક્રિયાપદની ગોઠવણી વિશે, અને અત્યંત આગ્રહ-પૂર્વક તો જોડણીના નિયમો વિશે ડહાપણના શબ્દો કહ્યા હશે. વ્યાખ્યા અને નિયમોના તમારા જ્ઞાનભંડારમાં હું કંઈ પણ ઉમેરો નહીં કરી શકું. જોડણીના અને વ્યાકરણના નિયમોને ડગલે ડગલે ઠોકરો મારવામાં કંઈ બહાદુરી કે મોટાઈ નથી, પરંતુ એ વિષયમાં ચિબ્બટ—હદબહારની ચિબ્બટ રાખી, માથા કરતાં મણીકો ભારી કરવામાં પણ કંઈ સાર નથી. ભાષાને માટે નિયમ છે, નિયમને માટે ભાષા નથી. જગતની સઘળી ભાષાઓમાં ફેરફાર તો થયાં જ કરે છે. અંગ્રેજી ભાષામાંયે આજે પણ એ ભાષાના ઘણાયે શબ્દોની જોડણી અને ઉચ્ચારમાં વારંવાર ફેરફાર થતા જાય છે. વ્યાકરણ અને જોડણીના કાબેલ ચોકીદારોની ચોકી છતાં ગુજરાતી ભાષાનું વલણ ભલભલાની નજર ચુકાવીને છટકીને આગળ વધતું જ જાય છે. અનેક નિયમોની જાળમાં દૃઢ બંધાયલી સંસ્કૃત ભાષાએ પણ દશીવીશીમાં દશાપલટ અનુભવી છે. એ ઘડભાંજ તો અસલ જૂની છે, અને તે ગમે તેવી ચોકસ નજરવાળા સિપાઈનો પહેરો હશે તોયે થયા જ કરવાની છે. માટે ઊગતા જુવાનિયાઓને હું ખાસ અરજ કરું છું કે તમારે એની ચિંતા કરવી નહીં એ મારી એમને પહેલી સૂચના.

અને બીજો બોલ એમને જે કહેવાનો તે એ કે અત્યારે ખરે-ખરો મન્થન કાળ છે, એનો પૂરેપૂરો લાભ લેજો. સાહિત્યનો ઘણીયે વાર કરવામાં આવે છે એવો સાંકડો અર્થ કરશો નહીં. તેમજ આડંબરી અર્થ પણ કરશો નહીં. સાહિત્યનો ખરો આધાર વસ્તુ ઉપર છે. અસલ ગુજરાત તો કેવુંયે માતબર હશે, કોણ જાણે. પણ અત્યારે તો નવું ગુજરાત પ્રકટી રહ્યું છે. એના તેજની રેખાઓ વડે ગુજરાત બહારનાં અંધારાં પણ અલોપ થવા માંડ્યા છે એ ગુજ-રાતમાં અત્યારે તપનો પ્રભાવ છે; દેશદાઝના ઊંચા ખમીર છે, ભોળા અને નીડર ખેડૂતોની ખરી મહેનત છે, સાચી નિખાલસતા છે, અચ-બમ પમાડે એવી ત્યાગની ભાવના અને ખાનદાની છે, ડહાપણ ભર્યો અને વ્યવહાર ઘરસંસાર છે, અજય અને અમોઘ અહિંસાનું હથિયાર છે. પ્રેમ, સત્ય અને શાન્તિનો તરવેણી સંગમ છે. કવિતા, નાટક કે નવલકથા માટે એવી કઈ ભાવના અહીં ઓછી છે કે તમારે પારકી આશા પર આધાર રાખવો પડે? એવી કઈ પ્રેરણા અને વસ્તુ

અધૂરાં છે કે તમારે બહાર સાધન શોધવા જવું પડે ? એવું જાહોજલાલીવાળું હાલનું ગુજરાત છે, અને એવી બરકતવાળી એની સાહિત્ય સામગ્રી છે. આજે તમારી નજર સામે જે ભવ્ય ગુજરાત છે એ જ તમારા જીવંત સાહિત્યની સાચી કામધેનુ છે. એવા અઢળક ધન વડે તમે શું શું પેદા નહીં કરી શકો ?

સાહિત્યપરિષદના તેમ જ પરિષદમંડળનાં બંધારણ વિશે ચર્ચા કરતાં પહેલાં, સાહિત્યપરિષદમાં શું થયું છે તેનું ટૂંકું નિવેદન કરવું જોઈએ. અમદાવાદમાં પહેલી સાહિત્યપરિષદ મેળવવાનો સઘળો યશ સ્વ. રણજિતરામ મહેતાને છે, પણ મહત્ત્વની વાત એ પરિષદમાં તેમણે સ્પષ્ટ કરેલો મુદ્દો વધારે ધ્યાન ખેંચે એ છે.

"આપણા દેશનું ભાગ્ય ઊઘડે અને આપણી પ્રજાનો ઉત્કર્ષ શી રીતે થાય." એ એમની મુખ્ય ભાવના આપણે કદી વીસરી જવી જોઈએ નહીં. એ ઉદ્દેશથી એમણે જે પ્રથમ સંમેલન ઈ. સ. ૧૯૦૫માં યોજ્યું હતું તેનું આજે દસમું સંમેલન થાય છે. સંતોષની વાત તો એ છે કે આવાં સંમેલનો ભરવામાં હિન્દુસ્તાનના બીજા પ્રાંતો કરતાં ગુજરાતે પહેલ કરી છે. લગભગ એ જ પ્રકારનાં મરાઠી, હિન્દી અને બંગાળી સાહિત્યસંમેલનો થયાં, પણ તે ૧૯૦૫ પછી જ. આ પહેલ કરવામાં ગુજરાત સ્વાભાવિક ગૌરવ લે એમાં કાંઈ નવાઈ નથી. ઈ. સ. ૧૯૦૭માં બીજી પરિષદ ભરાઈ. ત્રીજી ૧૯૦૮માં મળી અને એ પરિષદમાંથી નાણાંપ્રકરણના ફણગા ફૂટ્યા. રાજારજવાડાઓના આશ્રયની આશાએ રાજકોટમાં ભરાયેલી એ એ પરિષદમાં ભંડોળકમિટીની સ્થાપના થઈ, અને વડોદરામાં ભરાયેલી ચોથી પરિષદમાં એ યોજનાને સદ્ધર ટેકો પણ મળ્યો. પરિષદના કાર્યમાં નિબંધો વાંચવાની અને તે એકઠા કરવાની, વળી વિભાગો રચવા વગેરેની કાર્યદિશાઓ ઉપરાંત, આ નાણાંપ્રકરણે જ વધારે ધ્યાન અને ચર્ચા આકર્ષ્યાં છે; તે એટલે સુધી કે કોઈક કોઈક વાર સાહિત્યપરિષદનો ટૂંકભંડોળ પરિષદ જેવો દેખાવ થતો હતો. સાહિત્યની દિશામાં કંઈક સક્રિય કામ કરવાની વારંવાર બૂમો પાડવા છતાં એ સંબંધમાં સ્વ. રણજિતરામે નક્કી કરેલાં ધ્યેયથી પરિષદનું વહાણ આઘું ને આઘું ઘસડાતું ચાલ્યું એ શોકની વાત છે અને એથી સ્વાભાવિક રીતે પરિષદમાં નીરસતા અને નિર્જીવતા દાખલ થવા પામ્યાં હોય તેમાં શી નવાઈ! ઈ. સ. ૧૯૧૫માં પાંચમી

પરિષદ સુરતમાં મળી. ત્યાં વિભાગવાર વિષયોની યોજના ઘડાઈ અને તે અમદાવાદમાં ભરાયેલી છઠ્ઠી પરિષદમાં વધારે વિકાસને પામી. અમદાવાદમાં પરિષદને તેના પ્રથમ પ્રમુખ તરફથી એક રકમ મળી. અને એ જ પ્રસંગે બીજી પણ રકમો મળવાનાં વચનો આવી મળતાં એ પરિષદમાં એક પરિષદમંડળ સ્થાપવાનો અને તેનું બંધારણ ઘડવાનો વિચાર ચર્ચાયો.

એ પરિષદમાં સૌથી અગત્યનો મહાત્મા ગાંધીજીએ રજૂ કરેલો ગુજરાત વિદ્યાપીઠ સ્થાપવાનો ઠરાવ અને સૌએ વધાવીને પસાર કરેલો એ ઠરાવ હજુ સુધી ફલિત નથી થયો, એની પણ નોંધ લેવી ઘટે છે. ભાવનગરમાં ભરાયેલી સાતમી પરિષદમાં પણ નાણાંભંડોળમાં કંઈક ઉમેરો થયો અને એ ધનસંચયની યોગ્ય વ્યવસ્થા કરવા પરિષદમંડળ નીમવા માટે એક ખાસ સમિતિ પણ નીમાઈ. એ સમિતિએ નક્કી કરેલી યોજના પર વિચાર કર્યા પછી મુંબાઈમાં ભરાએલી આઠમી સાહિત્યપરિષદે, એક પરિષદમંડળની સ્થાપના કરી. અને તે ૧૯૨૪ની સાલમાં કાયદા પ્રમાણે નોંધાયું. ૧૯૧૫માં ધારેલું તે નવ વર્ષના ગાળા પછી મંડળ નોંધાયું. તેના નિયમોમાં સુધારાવધારાની તરત જરૂર જણાવાથી તા. ૧૪મી ફેબ્રુઆરી ૧૯૨૬ને દિવસે વડોદરામાં મળેલી મંડળની સામાન્ય સભામાં સુધારાવધારા સાથે ખરડો મંજૂર કરવામાં આવ્યો, અને ત્યાં પસાર થએલો ખરડો રજીસ્ટ્રરને ત્યાં નોંધવામાં આવ્યો. તે વખતે બદલાયલા ઉદ્દેશો નીચે પ્રમાણે છે:—

(ક) ગુજરાતી ભાષા અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી, અને ફેલાવવી.

(ખ) ગુજરાતી ભાષામાં કે ભાષા વિષે લખાયેલાં પુસ્તકો સંરક્ષવા, તૈયાર કરવાં, છપાવવાં કે પ્રસિદ્ધ કરવાં.

(ગ) ગુજરાતીઓનું સાહિત્યવિષયક ઐક્ય સંરક્ષવાનાં પગલાં લેવાં.

તેમાંના પહેલા બે ઉદ્દેશોની બાબતમાં હું ઉપર વિવેચન કરી ચૂક્યો છું. બંધારણનો વિષય ત્રીજા ઉદ્દેશને લગતો છે.

બંધારણની રચના હું તો માનું છું તેમ સાદી અને સર્વગ્રાહી હોવી જોઈએ. બંધારણ તો એક સાધન છે. બંધારણ પ્રવૃત્તિનું પોષક હોવું જોઈએ, નહિ કે બાધક. પરિષદનું બંધારણ એવું હોવું જોઈએ કે ગુજરાતી સાહિત્યના વિષયમાં રસ લેનારી ભિન્ન ભિન્ન

વિચાર ધરાવનારી વ્યક્તિઓ સંપ અને સહાનુભૂતિથી ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા એક મનથી કરે એવી યોજનાવાળું હોવું જોઈએ. બંધારણની જરૂરિયાત તો સૌ કોઈ સ્વીકારશે, પણ જો બંધારણ વિશાળ અને વ્યાપક ન હોય તો તે નકામું છે. એ બંધારણ સાદું, સર્વમાન્ય અને સઘળા ઉદ્દેશને સમાવનારું હોવું જોઈએ. સાહિત્ય એ તો વાણીનું ગંગાજળ હોવું જોઈએ. કોઈ પણ આવે, એ પીએ, અને પવિત્ર બને. સૌ કોઈ એનો લાભ લઈ શકે. એમાં બંધ પ્રતિબંધ પાલવે જ નહિ.

રજીસ્ટર્ડ થયેલાં બંધારણથી અસંતોષ થયેલો છે, એ પણ હવે તો જાણીતી વાત છે. નડિયાદમાં છેલ્લી મળેલી પરિષદમાં પસાર થયેલા ઠરાવોમાં નીચેનો ઠરાવ નંબર ૬ પસાર કરવામાં આવ્યો હતો:

“ આ પરિષદ ચોક્કસ રીતે માને છે, કે પરિષદના તથા પરિષદ મંડળના બંધારણમાં બનતી ત્વરાએ મહત્ત્વના ફેરફારો કરવાની જરૂર છે. તેટલા માટે ચાલુ બંધારણો, પ્રમુખ સાહેબને તા૦ ૨૬મીએ આપેલ લેખી માગણી તથા તા૦ ૨૭ મીએ આપેલ બંધારણને લગતા ઠરાવોની છાપેલ દરખાસ્તો તથા અન્ય ગૃહસ્થો કે મંડળો તરફથી જે કોઈ સૂચનાઓ આવે તે સર્વ તપાસીને, પરિષદ તેમ પરિષદમંડળનાં બંધારણ યોગ્ય થાય અને પરિષદનું પ્રાધાન્ય તથા મહત્તા જળવાય તેવા, તથા બીજા શા ફેરફારો બન્ને બંધારણોમાં કરવા તે સૂચવી પોતાનો અહેવાલ મધ્યસ્થ સભાને મોકલાવી આપવા એક સમિતિ નીમે છે.

મધ્યસ્થ સભાએ પોતાની સૂચનાઓ સાથે આ અહેવાલ બીજી પરિષદ બોલાવી પંદર માસની અંદર પરિષદ આગળ મંજૂરી માટે રજૂ કરવો.

આ સમિતિ નિર્ણય ઉપર આવતાં પહેલાં પોતાને યોગ્ય લાગે એવા ગૃહસ્થની જુબાની અગર લેખિત અભિપ્રાયો લેશે. મેળવશે અને તે પર વિચાર કરશે.

જ્યારે જ્યારે આ સમિતિમાં કોઈ જગા ખાલી પડે ત્યારે ત્યારે તે જગા પૂરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે. ”

આ ઠરાવને સમિતિએ ગુજરાતી સાહિત્ય પરિષદના બંધારણ વિષે એક ખરડો તૈયાર કર્યો છે અને હું માનું છું કે આપ સઘળા એ ધ્યાનપૂર્વક જોઈ ગયા હશો. એ ખરડા પર વિચાર કરતાં એમાંથી કુદરતી રીતે બે સવાલ ઊભા થાય છે.

પહેલો સવાલ એ છે કે આ બેઠક ગમે તે રૂપમાં એ ખરડાનાં મુખ્ય મુદ્દાઓ છેવટનાં કબૂલ કરે એને લગતો છે. ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ ૧૮૬૦ના ૨૧ માં એક્ટ પ્રમાણે રજીસ્ટર્ડ થયું છે. મંડળ સ્થાપવાને એ કાયદાના 'સેક્શન' બે પ્રમાણે મંડળનું નામ, હેતુઓ અને મંડળની વ્યવસ્થાપક સભા એ ત્રણ ફરજિયાત છે અને એના સંબંધમાં આ યોજના સાથે મંડળના નિયમોની એક યાદી પણ હોવી જોઈએ. એ ખરડો રજીસ્ટર્ડ થયેલો છે. એક્ટની બારમી કલમ મંડળને હેતુઓમાં વધારો ઘટાડો કરવાની, બીજા મંડળ સાથે જોડી દેવાની સત્તા આપે છે. ૧૩મી કલમ મંડળને બરખાસ્ત કરવા સંબંધી છે. તે ઓછામાં ઓછી ⅗ બહુમતી વાળાઓના મતથી પસાર કરી શકાય. કલમ ૧૪મી ઠરાવે છે, કે એવી રીતે મંડળ બરખાસ્ત થતાં એની મિલકત અને ભંડોળ એનાં સભ્યોમાં વહેંચી શકાય નહિ. પરંતુ ઓછામાં ઓછી ⅗ હાજર સંખ્યાની બહુમતી વડે એ મિલકત કોઈ બીજા મંડળને આપી શકાય. એમાં બરખાસ્ત કરતી વખતે સભ્યો જાતે અથવા અવેજી કે મુખત્યારનામાથી મત આપી શકે.

ઉપલી કલમો જોતાં એમ લાગે છે, કે નવું બંધારણ જે કરવા ધાર્યું છે, તે તો હાલનું મંડળ બરખાસ્ત કર્યે જ હસ્તીમાં આવી શકે. ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ અને એનાં ભંડોળમિલકત ગુજરાતી સાહિત્ય પરિષદના નવા રજીસ્ટર્ડ થનારા મંડળને સોંપી શકાય, એ જ યોગ્ય માર્ગ લાગે છે. મંડળના નામમાં ફેરફાર કરવા માટે કાયદામાં એક પણ કલમ નથી. રજીસ્ટર્ડ થયેલા મંડળના હેતુઓમાં અને કમીટીએ તૈયાર કરેલા ખરડાઓના હેતુઓમાં મને મહત્ત્વના ફેરફાર લાગે છે. સૂચવાયલા બંધારણમાં બીજો વિભાગ સૌથી અગત્યનો છે, અને એ પર સઘળાનું ધ્યાન ખેંચું છું. તે ફકરો ૮મો જે મધ્યસ્થ સભાના બંધારણ સંબંધી છે. મને એ આખું પૂરેપૂરું વિશાળ લાગતું નથી અને એના પર ફરીથી વિચાર કરવાની જરૂર છે. સૂચવવામાં આવેલું બંધારણ સપ્રમાણ નથી, અને ઉપલો ભાગ પ્રમાણમાં બહુ જ ભારી છે. અને (ક) (ખ) અને (ડ) નિયમોમાં જણાવેલી બાબતો પણ પ્રમાણસર લાગતી નથી.

એટલે હું માનું છું કે જૂનું મંડળ બરખાસ્ત કરવું અને ફરીથી

નવે પાને નવું મતું પાડવું. નવા મંડળના બંધારણમાં મધ્યસ્થ સભા સઘળા વિચારવાળાં સભ્યોની હોવી જોઈએ. ચાલુ બંધારણમાં એમ ન હોવાથી એ એકહથ્થુ થવાનો ભય રહે છે.

બીજો મુદ્દો વિભાગ ચોથાને લગતો છે અને તે મધ્યસ્થ સભાની મુદત અને વખતોવખતની ચુંટણી સંબંધી છે. જૂનું બંધારણ નવેસરથી રચવું અને સૂચવાયલી યોજનાઓમાં ફેરફાર કરવા, અને ભાષા અને સાહિત્યના વિષયમાં સર્વે પ્રકારના મત ધરાવનારાઓનું પ્રતિનિધિત્વ રાખવું જોઈએ, જેથી ગુજરાતી ભાષા અને સાહિત્ય ખરે માર્ગે અને પ્રજાના ઉપયોગી માર્ગે દોરાય. મધ્યસ્થ સભા એકલા નિપુણ કે ચતુર માણસોની જ બનેલી હોવી જોઈએ નહિ. એવી સભા ઘણે ભાગે જડ થઈ બેસે છે.

ગુજરાતી ભાષાનાં હિત તરફ જ નક્કી થનારા બંધારણનું ધ્યેય હોવું જોઈએ. ગુજરાતી બોલતી આખી પ્રજા સાથે એ બંધારણનો જીવંત સંબંધ હોવો જોઈએ, તો જ ગુજરાતી જીવન તથા તેના વિચારવાળા ગુજરાતી ભાષા અને સાહિત્યનો વિકાસ થઈ શકે. એ ચોકામાં નાતજાતના અંતરાય વિના, નાનાં મોટાંના ભેદભાવ વિના સૌ કોઈનું સ્થાન હોવું જોઈએ. એમાં કોઈ એક સંઘની સત્તા કે જોહુકમી ન હોવી જોઈએ. "પંચ ત્યાં પરમેશ્વર" તે પ્રમાણે સર્વ મતને રજૂ કરનાર એ પંચ હોય તો તે પંચની હકૂમત સૌ કોઈ પાળવા તૈયાર થાય. નરસિંહ મહેતા જાણીતા પરભાતિયામાં કહે છે તેમ,

**"પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન."**





**દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

પ્રમુખ : ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન,

અગિયારમું અધિવેશન,

કરાંચી, ૧૯૩૩.

# દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું
# ભાષણ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન
અગિયારમું અધિવેશન : લાઠી

ડિસેમ્બર : ૧૯૩૩

# દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

[ ઈ. સ. ૧૮૬૮ ]

પોતાની સ્વસ્થતાથી અને સૌજન્યથી જેમણે ગુજરાતને આકર્ષ્યું છે અને નીરવ રહીને જેમણે ગુજરાતી સાહિત્યની સતત સેવા કરી છે એવા દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી લાઠીમાં મળેલ સાહિત્ય પરિષદ સંમેલનનું પ્રમુખપદ શોભાવે છે.

'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તમ્ભો'ના ગ્રંથોના કર્તા તરીકે એમને ગુજરાત ઓળખે છે. સાહિત્યના ઇતિહાસ ઉપરાંત તટસ્થ વિવેચન પણ બન્યું તેટલું એ ગ્રંથોમાં એમણે ઉમેર્યું છે. ગુજરાતી અને અગુજરાતી અભ્યાસીઓ માટે આ પુસ્તકો માર્ગ-દર્શન તરીકે બહુ ઉપયોગી પૂરવાર થયાં છે. એ ઉપ-રાંત વરસો થયાં 'મોડર્ન રિવ્યું' માસિકનાં પૃષ્ઠોમાં ગુજરાતી ગ્રંન્થોનાં સંક્ષિપ્ત અવલોકનો તેઓ આપ્યા કરે છે અને સતત વહેતા સાહિત્ય-પ્રવાહની સાથે પોતાનો સંબન્ધ અવિચ્છિન્ન રાખે છે.

એમના ફારસી ભાષાના જ્ઞાનથી પણ ગુજરાતને લાભ થયો છે. ઇતિહાસના ગ્રન્થોના અનુવાદ કરીને અને ગુજરાતને લગતી બીજી વિગતો વગેરેનો ઉદ્ધાર કરીને એમણે આપણને સારી સમૃદ્ધિ આપી છે. ઘણીવાર ફારસી સાહિત્યનો રસાસ્વાદ પણ એમણે કરાવ્યો છે. અભ્યાસના ક્ષેત્રમાં મુસ્લિમ અને પારસી લેખકોના સાહિત્યનું પણ એમણે મમત્વથી નિરીક્ષણ કર્યું છે.

ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસને માટે મુંબાઈની વિદ્યાપીઠમાં એમણે જે કાર્ય કર્યું છે તે તો એ વિદ્યાપીઠનો વિગતોથી ભરેલો ઇતિહાસ બહાર પડશે ત્યારે જ જણાશે. પરંતુ આજે યે તેઓ ગુજરાતીના અભ્યાસના એક પીઢ સંરક્ષક તરીકે વિદ્યા-પીઠમાં જાગતી જ્યોત સમા બેઠા છે. વય અને જ્ઞાનની વૃદ્ધિ સાથે જે સ્વસ્થતા એમણે કેળવી છે તે એમના પરિચયમાં આવનારના લક્ષમાં તરત જ આવે છે. અને ગુજરાત માટે પોતાથી બને તે બધું કરવાની તત્પરતા પણ એમનામાં તીવ્ર સ્વરૂપમાં રહેલી છે એ આપ-ણાથી અજાણ્યું રહતું નથી. સ્વ. કલાપીના ધામમાં પરિષદનું સંમેલન મળે ત્યારે આવા એક પ્રૌઢ સાહિ-ત્યકાર પ્રમુખપદે હોય એ જ ઉચિત અને શોભા-સ્પદ હતું.

## ઉપોદ્‌ઘાત

**મહેરબાન ઠાકોરસાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

ગુજરાતી સાહિત્યપરિષદના અગિયારમા સંમેલનના સત્કાર-મંડળે સંમેલનના પ્રમુખ તરીકે મારી ચૂંટણી કરી છે અને તેને આપ સર્વેએ બહાલી આપી છે તે બદલ હું તેમનો તથા આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. સાથે સાથે મારા પોતાના દૃષ્ટિબિંદુથી જોતાં મારે એ જણાવવું જોઈએ કે મને સંમેલનના પ્રમુખપદે સંવરવામાં સત્કારમંડળે, તથા તેને બહાલી આપવામાં આપ સૌએ મારી યોગ્યતાને બદલે મારા પ્રત્યેના પક્ષપાતને અગ્રસ્થાન આપી પ્રસ્તુત ઠરાવ કર્યો છે. પક્ષપાતી ઠરાવ એ ખરો ઇનસાફ કહેવાય નહિ, અને એ ઠરાવ સામે મારે અપીલ નોંધાવવી હોય તો તે ક્યાં નોંધાવવી તે બાબત પણ હું ગૂંચવણમાં પડ્યો છું: કારણ સત્કારમંડળના ઠરાવ સામે હું આપ સર્વેની પાસે અપીલ નોંધાવી તે ઠરાવ ફેરવવા માગણી કરી શકત, પરંતુ આપ સર્વેએ પણ તેને બહાલી આપી છે, તો હવે મારે માત્ર આખા ગુજરાતનાં વિદ્યારસિક બહેનો ને ભાઈઓ પાસે બીજી—સેકન્ડ—અપીલ નોંધાવવાની રહી: તે હું નોંધાવું છું. જો તેઓ પણ એ ઠરાવ બહાલ રાખશે તો હું હાર્યો કહેવાઈશ. જો બહાલ ન રાખતાં મારી યોગ્યતા ને પાત્રતા વિરુદ્ધ ફેંસલો આપશે તો હું જીતીશ: કારણ તેઓ અને હું એકમતના થઈશું; એટલે જો મારી યોગ્યતા ન હોવાને લીધે આ પ્રમુખપદનાં અંગેની ફરજો તથા જવાબદારી સારી રીતે અદા ન કરી શક્યો હોઉં તો તેનો ભાર—ને બદલ ઠપકો—મારે શિર ન રહેતાં મને ચૂંટનારા ઉપર રહેશે. એ બાબત સહેજ પણ મારી ખુશીપર રહેવા દીધી હોત તો હું તે માથે લેવાની ચોખ્ખી ના કહેત. અને તે પણ માત્ર શિષ્ટાચાર ખાતર નહિ. પણ મારું અંતઃકરણ તેની ના પાડતું હોવાથી જ.

### શોકદર્શન

આપણું કાર્ય શરૂ કરતાં પહેલાં છેલ્લા સંમેલન અને હાલના

સંમેલન વચ્ચેના ગાળામાં જે સાહિત્યરસિક અને દેશોદ્ધારના રણક્ષેત્રમાં ઘૂમનાર વ્યક્તિઓ સ્વર્ગસ્થ થઈ છે તેનના અવસાન બદલ તથા આપણને ગયેલી ખોટ માટે આપણા સંમેલન તરફથી અંતઃકરણપૂર્વક શોક દર્શાવવાની હું તમારી રજાથી આ તક લઉં છું.

( અ ) સદ્ગત વિઠ્ઠલભાઈ પટેલ મારા જૂના મિત્ર હતા. તેઓ સાહિત્યના ક્ષેત્રમાં ઘૂમ્યા નથી, એ વાત ખરી છે, પરંતુ એ સંકુચિત ક્ષેત્રમાં કેદ થઈ રહેવું સ્વભાવતઃ જ તેમને માટે અશક્ય હતું. તેમના સ્વભાવને તો રાજકીય ક્ષેત્ર જેવું વિસ્તૃત ક્ષેત્ર જ માફક હતું. તે ક્ષેત્રમાં લડી તેમને દેશોદ્ધાર કરવો હતો. દેશના ઉદ્ધાર વડે સાહિત્યનો ઉદ્ધાર છે, કારણ જે દેશ સ્વતંત્ર તેનું સાહિત્ય સ્વતંત્ર, એટલે દેશના ઉદ્ધાર પર સાહિત્યનો ઉદ્ધાર પણ અવલંબે છે. કેવળ સાહિત્યપ્રવૃત્તિમાં જ મચ્યા રહેનારાઓ તેમને પોચા ને ઢીલા લાગતા. છતાં જો તેમનો મનોરથ પાર પડ્યો હોત તો એ પોચી ને ઢીલી વ્યક્તિઓ પર પણ તેમની ફત્તેહનો પ્રત્યાઘાત થતાં તે પણ કઠણ ને રીઢી બનત. એમના અવસાનથી દેશને, અને ખાસ કરીને આપણા પ્રાંતને, ન પૂરી શકાય એવી ખોટ પડી છે. જેની ખોટ દેશને લાગે, પ્રાંતને લાગે, તેની સાહિત્યને પણ લાગે : કારણ અમુક પ્રાંત યા દેશનું સાહિત્ય તે પ્રાંત યા દેશની હિલચાલથી વિરક્ત રહી શકતું નથી. ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો !

(બ) સ્વર્ગસ્થ ભાઈ મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળાને અંજલિ આપ્યા શિવાય મારાથી કે આપનાથી કેમ રહેવાય ? મારો ને એમનો સંબંધ જૂનો હતો તેનાથીએ વધારે જૂનો સંબંધ એમના અને મારા કુટુંબનો હતો. એમના પિતાશ્રી અને મારા પિતાશ્રી, બંને આપણા પ્રદેશમાં નવી પદ્ધતિએ અપાતી કેળવણીનાં રોપાયેલાં બીજને પાણી પાઈ ઉછેરનાર જે ગણ્યાગાંઠ્યા તે વખતના કેળવણીકારો હતા, તેમાં સાથે કાર્ય કરનાર મિત્રો હતા. ભાઈ મટુભાઈ આપણા સાહિત્યને ખીલવવા માટે લાગણીપૂર્વક મચ્યા રહેતા અને તે કાર્યમાં તેમને સહકાર આપવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એમનાં આદરેલાં એ શુભ કાર્યો અધૂરાં નહિ રહે અને નાતાલ સુધીમાં અમે તે પૂરાં કરી નાંખીશું એવી મને ખાતરી હતી. વળી પોતે હાલ તરતમાં જ યુનિવર્સિટીના ફેલો તરીકે ચૂંટાઈને આવ્યા હતા. એટલે ત્યાં પણ જે થોડા ઘણા ગુજરાતીઓ છે તેઓ સર્વે સંમત થઈ કાંઈ ઉપ-

યોગી દિશામાં કામ કરીશું, એવી આશા હતી. પણ એ બધી આશાઓ એમના અકાળ અને એકાએક આકસ્મિક અને અણધાર્યા અવસાનથી ધૂળમાં મળી ગઈ. એમની સાહિત્યસેવાઓ અમૂલ્ય હતી. એમના સ્પષ્ટ વક્તવ્યથી એમણે આપણાં માસિકોમાં એક અનેરી છાપ પાડી હતી. "સાહિત્ય" માસિક એમનું સદાયનું સ્મરણચિહ્ન રહી એક નિખાલસ સ્વભાવનો સાહિત્યવિલાસી શું શું કરી શકે છે તેની હમ્મેશ યાદ આપતું રહેશે. "સાહિત્ય" ઉપરાંત પણ રા. મટુભાઈની સાહિત્યસેવા ઘણી કીમતી હતી. ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો.

(૬) આપણા પારસીભાઈઓ મી૦ કાવસજી હોડીવાળા, મી૦ જી. કે. નરીમાન, સર જીવણજી જમશેદજી મોદી, એમના આત્માને આપણે સૌ અંજલિ આપીએ છીએ. એ ત્રણે કલમબાજ જરથોસ્તીભાઈઓ સંસ્કૃતના સારા અભ્યાસી હતી. તે ઉપરાંત ઠેઠ સુધી તેઓ ગુજરાતી સાહિત્ય પ્રત્યે મમતા દેખાડી હંમેશ તેની બહેતરી ઇચ્છતા. સંસ્કૃતના જ્ઞાનને લીધે ગુજરાતી શૈલીપર એમનો સારો કાબૂ હતો અને એઓ ગુજરાતી સાહિત્ય માટે જે કાંઈ કરી ગયા છે તે અલબત્ત મૂલ્ય વિનાનું નથી. ઈશ્વર એમના રૂહને શાંતિ બક્ષો.

(૭) મર્હૂમ પીરોજશાહ જહાંગીર મર્ઝબાન જેઓ 'પીજમ' ને નામે ઓળખાતા અને જેઓ "જામે"ના અધિપતિ—બાહોશ અધિપતિ હતા, તેઓ પારસીગુજરાતી પત્રકાર તરીકે અને રમુજી વાર્તાઓ વગેરેના લેખક તરીકે મશહૂર થઈ ગયા છે. તેમના મૃત્યુથી સારા ગુજરાતી પત્રકારોની સંખ્યા ઘટતાં એ દિશામાં ઘણી મોટી ખોટ આવી છે.

આ ઉપરાંત મારે અહીં રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિતના દુઃખદ અવસાનની સખેદ નોંધ લેવી જોઈશે. સ્વ. પંડિતે જીવનચરિત્રના વિષયને પોતાનો કરી ગુર્જર ભાષાના આ અંગને 'ભારતનાં સ્ત્રી રત્નો.' 'ભારતનાં સંતપુરુષો' વગેરે વાર્તાઓ લખી સમૃદ્ધ કરી ગુજરાતી ભાષાની ઉત્તમ સેવા કરી હતી.

## મારી મર્યાદા

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! મારા પહેલાં આ ઉચ્ચ આસનને મોટા ટચના સોના જેવી સાહિત્યસેવા કરનારા દશ વિદ્વાનો શોભાવી ગયા છે. તેમનામાં કોઈ પ્રખર ભાષાશાસ્ત્રી તો કોઈ જૂના ગુજરાતી

સાહિત્યના આજીવન અભ્યાસી, કોઈ વૈયાકરણી તો કોઈ કેળવણી વિસ્તારનાર, કોઈ ફિલસૂફ યાને તત્ત્વચિન્તક તો કોઈ વિવેચક, એવા એવા સમર્થ યોદ્ધાઓ હતા. તેઓ પોતાની વિદ્વત્તાથી, ખાસ અભ્યાસ કરેલા વિષયપર પ્રમુખપદેથી આપેલાં વ્યાખ્યાનો વડે, આપણી સાહિત્યભૂમિમાં અવનવા પ્રકારનાં બી વાવી ગયા છે. કમનસીબે સાહિત્યના એવા કોઈ પણ ગૂઢ વિષયનો મારો ખાસ અભ્યાસ નથી. એ મારી ખામી હું સમજું છું. રાજકોટના સંમેલન વખતે મર્હૂમ દી. બ. અંબાલાલભાઈની પણ કાંઈક મારા જેવી જ સ્થિતિ હતી. તેમની ઉમ્મરનો મોટો ભાગ તેમણે ન્યાયખાતામાં ગાળ્યો હતો. તેમને અર્થ-શાસ્ત્રના અભ્યાસનો ઘણો શોખ હતો, અને પરિણામે પોતે અતિ ઘણા વ્યવહારકુશળ હતા: છતાં તેમના વ્યાખ્યાનમાં જૂની ગુજરાતી કે મધ્યકાલીન ગુજરાતી, નરસિંહ મહેતાનો જન્મદિવસ યા મીરાંબાઈનો સમય, નરસિંહના સમયમાં કે તેની પૂર્વે વપરાતી ભાષાનું સ્વરૂપ, એવા એવા કોયડા પર વિવેચન કરી, તે કોયડા ઉકેલવાની દિશામાં કશી સૂચના કરવાનો માર્ગ તેઓ લઈ શક્યા નહતા. મારી દશા પણ તેવી જ છે; એટલે હું તો માત્ર આપણા સાહિત્યસમુદ્રને હલમલાવી રહેલા એક બે પ્રશ્ન ઉપર જ મારી અલ્પમતિ મને જે સૂચવે છે તે અનુસાર આપની સમક્ષ કંઈક વિચારો, વિચારણા માટે, રજૂ કરીને તેમજ એ વિચારને અમલમાં મૂકવા કંઈક સૂચન કરીને મને પોતાને કૃતકૃત્ય થયેલો સમજીશ.

## સદ્‌ગત કલાપીને અંજલિ

નામદાર ઠાકોર સાહેબ! આ સંમેલન કઈ ભૂમિમાં મળવાનું પ્રાપ્ત થયું છે તે અત્રે ભેગી થયેલી મંડળીના ધ્યાન બહાર નથી. લાઠી એટલે સાહિત્યતીર્થ. જેણે પોતાનો બાપીકો વારસો જતો કરી એક રાજાએ અદા કરવાની ફરજો, એક નૃપતિએ માણવાના વિલાસ ને સુખ, એક રાજકુટુંબીએ ભોગવવાનું ઐશ્વર્ય એ બધાંને તુચ્છ ગણી, તેનો અનાદર કરી સાહિત્યવિલાસને જ પોતાનું ધ્યેય ગણ્યું; સાહિત્યરસમાં મસ્ત રહી પોતાના જેવા જ સાહિત્યરસિકોને પોતાને આંગણે નોતરી, બોલાવી, રાખી, તેની પવિત્રતામાં વધારો કર્યો; ગોવર્ધનરામ, મણિલાલ, મણિશંકર ભટ્ટ, જટાશંકર (જટિલ) એવા એવા સમર્થ વિદ્વાનોને પોતાના ગુરુ બનાવી તેમના શિષ્ય બનવાનું પદ વગર આનાકાનીએ જે રાજવીએ સ્વીકાર્યું, તે રાજવી સાહિત્ય-

કારની રાજધાનીમાં આ સાહિત્યસત્ર ઊજવવાનું સદ્‌ભાગ્ય ગુજરાતી સાહિત્યપરિષદને પ્રાપ્ત થાય છે, એમાં કોઈ ઈશ્વરી સંકેત જ હું જોઉં છું. કલાપી ગયા, પરંતુ તેઓ આ ભૂમિને કાંઈક એવું આકર્ષણ સોંપતા ગયા છે કે જેથી તેમના ઉત્તરાધિકારીઓ પણ તે આકર્ષણને વશ થઈ, તેમની જિંદગીના ધ્યેયને પોષવા પોતાનાથી બનતું કરી રહ્યા છે. જો તેમ ન હોત તો "સાપ ગયા ને લીસોટા રહ્યા" એ કહેવત ખરી પડત; પરંતુ સાપ ગયા બાદ પણ આપણે કેવળ લીસોટા—સાપ ગયાની નિર્જીવ નિશાની—જોતા નથી; પરન્તુ સક્રિય, સજીવ, ચેતનવંતો સત્કાર જોઈએ છીએ. જો કલાપીનો આત્મા સ્વર્ગમાંથી આ પાર્થિવ હિલચાલો પર નજર રાખતો હશે તો જરૂર તેને આથી અવર્ણનીય સંતોષ થતો હશે. કારણ પોતે જીવતાંજીવત જે ન કરી શક્યા તે તેમના ઉત્તરાધિકારીઓ કરે છે.

નામદાર ઠાકોર સાહેબ! આ સંમેલન ભરવા દેવા માટે, તેના કાર્યકર્તાઓ જોડે આવો સારો સત્કાર કરવા માટે, અને એ રીતે સદ્‌ગત કલાપીના આત્માને સ્નેહની અંજલિ અર્પવામાં અમને સૌને ભાગ લેવા દેવા માટે, તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે.

## કાઠિયાવાડની શ્રેષ્ઠતાનાં લક્ષણો

લાઠીને ગુજરાતમાં અને કાઠિયાવાડમાં મશહૂર બનાવનાર કલાપીએ માત્ર કાવ્યો ને ગઝલો કે ગદ્ય લેખો લખીને સંતોષ માન્યો નથી. "હમીરજી ગોહેલ"ના લેખકને ઇતિહાસનો પણ શોખ હતો, અને તે કાઠિયાવાડના વતનીને માટે સુસંગત જ હતું. કાઠિયાવાડ એટલે શું નહિ? કાઠિયાવાડની શ્રેષ્ઠતાદર્શક પેલા લોકપ્રિય સંસ્કૃત શ્લોકમાં,

सौराष्ट्रे पञ्च रत्नानि नदीनारीतुरंगमाः ।
चतुर्थं सोमनाथश्च पञ्चमं हरिदर्शनम् ॥

તો માત્ર પાંચ જ શ્રેષ્ઠતાઓ બતાવી છે: કાઠિયાવાડની નદીઓ, સ્ત્રીઓ, ઘોડીઓ, પ્રભાસમાં સોમનાથનાં દર્શન અને દ્વારિકામાં શ્રીકૃષ્ણનાં દર્શન. પરંતુ કાઠિઆવાડમાં એ ઉપરાંત બીજું ઘણું છે, કે તે જેની શ્રેષ્ઠતા સાબિત કરે છે. ગુજરાત(હાલ જેને આપણે ગુજરાત સમજીએ છીએ તે)માં જે જે કાંઈ આછાપાતળા રૂપમાં જોવામાં આવતું તે કાઠિયાવાડમાં પૂર્ણ કલાએ પહોંચેલું જોવામાં આવતું.

(ક) કાઠિયાવાડ એ વીરભૂમિ હતી. કાઠિયાવાડી ક્ષત્રાણી ને રજ-

પૂતાણીની કૂખેકૂખે વીરો પાકતા. કાઠિયાવાડને ગામડે ગામડે તે તે ગામડાંઓનાં શૌર્યને પરાક્રમનાં સ્મરણચિહ્ન આજે પણ જોવામાં આવે છે. ગામડાને પાદરે ઊભા કરેલા પાળિયાના પત્થરો અને ચણેલી દેરીઓના કોયડા જો બરાબર ઉકેલવામાં આવે તો તેમાંથી વીરતાના, શૌર્યના, આંબળિયાં કર્યાના, સ્વમાન જાળવવા માટે આપેલા ભોગના કેટકેટલાએ બનાવો પ્રસિદ્ધિમાં આવે! કાયરની નસોમાં પણ જોરથી લોહી વહેવડાવે એવાં કેટલાંએ દૃષ્ટાંતો મળી આવે! સાથે સાથે કાઠિયાવાડ એ બહારવટિયાઓ—'રોબિન હૂડ'ની ભૂમિ છે, એ પણ ભૂલી જવું જોઈએ નહિ.

(ખ) કાઠિયાવાડ એ ભક્તોની ભૂમિ હતી, ઓલિયા સંતોની ભૂમિ હતી. આજે પણ કાઠિયાવાડમાં જેટલા "ભગત" મળી આવે છે તેમાંનો સામો ભાગ પણ ગુજરાતમાં મળી આવતો નથી. કાઠિયાવાડે નરસિંહ મહેતા ને ભોજો ભગત ગુજરાતને આપ્યા છે, પણ એ તો અતિ ઘણી જાણીતી—જગજાહેર વ્યક્તિઓ. પરંતુ ત્યારપછી પણ આજની ઘડીએ પણ કાઠિયાવાડમાં કેટલા ભગતો છે તેની ગણતરી કરવામાં આવે તો તે જરૂર ઘણી મોટી સંખ્યા, મોટે ભાગે જે ઉચ્ચ વર્ગ કહેવાય છે તેમાંથી નહીં, પરંતુ રબારી, ભરવાડ, એવા પછાત ગણાતા વર્ગમાંથી, હરિજનોમાંથી પણ મળી આવે તો નવાઈ નહિ. જ્યાં ભગત હોય ત્યાં ભજનો, ભજનિયાં ખરાં. જેણે કાઠિયાવાડનાં ગામોમાં, અને વિશેષ કરી હરિજનોના વાસમાં એ ભજનો ગવાતાં, એ ભજનિયાઓ લલકારાતાં સાંભળ્યાં હશે, તેમણે જરૂર તેને ન ભુલાય—ન ભૂંસાય, એવો પોતાના જીવનનો લાવો માન્યો હશે. માત્ર એક એકતારો, તેની તુનતુનીનો અવાજ, અને બીજા બધાઓ એ અવાજ જોડે એકતાન થઈ જઈ, ભજનના વસ્તુમાં ઓતપ્રોત થઈ જઈ, બીજા વિષયોનું તરત પૂરતું ભાન ભૂલી જઈ જે ધૂન મચાવી રહે છે, તેનો ચિતાર આપવો મુશ્કેલ છે: જે જુએ ને સાંભળે તેને તેનો ખ્યાલ આવી શકે. એકતારો—તંબૂરો એવાં ભજનોમાં કાંઈક અનોખી જ ચેતના અને આર્દ્રતા રેડે છે. તંબૂરો ન હોય તો એની મઝા જ આવતી નથી; તેથી જ મહાત્મા ગાંધીજીનાં પ્રિય ભજનોમાંના એકમાં ગવાયું છે કે,

"ત્રૂટ્યો મારો તંબૂરાનો તાર, ભજન અધૂરું રહ્યું રે."

(ગ) કાઠિયાવાડ, એ ભાટચારણોની ભૂમિ છે. ગુજરાતમાં

એટલા રાજા, મહારાજા, ઠાકોરો, જાગીરદારો, જમીનદારો કે ઇજાર-દારો રહ્યા નથી કે જે ભાટચારણોને પોષી શકે. એ વર્ગના પોશીંદા તો રજવાડી વર્ગમાંથી મળે. એટલે એમનો વાસ પણ જ્યાં રજવાડું હોય ત્યાં જ હોય, અને જ્યાં ભાટચારણોનો વાસ ત્યાં લોકસાહિત્ય ને લોકવાર્તાનો વાસ.* આપણું એ વિશાળ કંઠસ્થ સાહિત્ય હજુ સુધી જળવાઈ રહ્યું હોય તો મુખ્યત્વે એ વર્ગને લીધે અને પછી રા. મેઘાણી, અને રા. રાયચુરા જેવા સંગ્રહકારોને લીધે.

(ઘ) કાઠિયાવાડ એટલે દુહા—લોકદુહા—પ્રેમશૌર્યની વાણીપ્રચુર દુહાની ભૂમિ. દુહાની કોટીનું કોઈ પણ પ્રકારનું સાહિત્ય ભાગ્યે જ ગુજરાતમાં મળી આવે. વર્ષા ઋતુમાં ઝીણો ઝીણો, ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય, વચ્ચે આડી નદી યા નાળું હોય, અને દુહા લલકારનારા એ નદી યા નાળાને સામસામે કિનારે ઊભા રહી, ડાંગ-પર શરીર ટેકવી, જ્યારે એક બીજા જોડે વાદમાં—હરીફાઈમાં ઊતરે છે, એ દૃશ્ય, એ દુહા ગાનારની તન્મયતા જોઈ આપણે તળ ગુજ-રાતવાસીઓ હેરત પામી જઈએ છીએ.

(ચ) કાઠિયાવાડ એ કચ્છની માફક, (હિંદુસ્તાનના ઇતિહાસના એક અમુક કાળમાં કચ્છ એ કાઠિયાવાડનો ભાગ ગણાતો) સાહસની ભૂમિ. હિન્દુસ્તાનનો કોઈ પણ પ્રદેશ લ્યો. બ્રહ્મદેશ, બંગાળા કે મદ્રાસ, પંજાબ કે મધ્યપ્રાંત, કરાંચી કે દક્ષિણ હૈદ્રાબાદ તે કાઠિયાવાડી વગરનો નહિ હોય; એટલે કાઠિયાવાડી વેપારી, કાઠિયાવાડી માણસ,× સુથાર, મોચી, કડિયો, છેવટ કાઠિયાવાડી મજૂર (હાડિયા) તો ત્યાં જડશે જ જડશે. કાઠિયાવાડી વેપારી. તેમાં વિશેષે કરીને મેમણ કોમ, ક્યાં નહીં જડે? કાઠિયાવાડી મેમણ, વહોરા અને હિન્દુઓ, કેઠ લંકામાં જઈ વસ્યા છે. 'લંકાની લાડી અને ઘોઘાનો વર' એ જૂની લોકોક્તિ પ્રસિદ્ધ છે. જાવા આદિ દૂરદૂરના બેટો જૂના કાળથી કાઠિ-યાવાડીઓથી વસ્યા હતા. મદૂરામાં તો એક આખી વણકર કોમ સૌરાષ્ટ્રી કહેવાય છે. કોઈ જૂના વખતમાં કાળનાં—વખાનાં માર્યાં ઘણાં કુટુંબો ત્યાં જઈ વસ્યાં તે પાછાં કાઠિયાવાડ આવ્યાં જ નથી. કાઠિયાવાડ દ્વીપકલ્પના કિનારાનો વતની, વહાણવટી, ખારવો કે

* લોકસાહિત્ય ને લોકવાર્તા એટલે જેને અંગ્રેજીમા 'ફોક-લોર' ને 'ફોક-ટેયૂલ' કહે છે તે.

× 'આર્ટિઝન'

વેપારી જૂના વખતથી સાહસ ખેડી ક્યાં નથી ગયો ? ને આજે પણ ક્યાં નથી જતો ? પોરબંદર કે વેરાવળથી એડન, જિદ્દા જવું તે એને મન ખાડી ઓળંગવા જેવું છે. કાલીકટ–કોચીનની સફર આજે પણ ખુશખુશાલ રીતે કાઠિયાવાડનો ખારવો કરે છે. ઘોઘાનો લાસ્કર ચીન, જાપાન ને વિલાયતની સ્ટીમરપર હિન્દુ અને હિન્દી ઉતારુઓનો મોટો મદદગાર થઈ પડે છે. જંગબાર જવું ને આવવું તે તેને મન રમત છે. પૂર્વ આફ્રિકાનાં જંગલોમાં કાઠિયાવાડીઓ મંગળ કરે છે. દક્ષિણ આફ્રિકાને સત્યાગ્રહ ને સાહસના પાઠ એક કાઠિયાવાડીએ જ ભણાવ્યા. એ સાહસિક નરોની ભૂમિમાં શૌર્ય, પરાક્રમ, વીરતા, નીડરતાનાં ન દર્શન થાય તો બીજે ક્યાં થાય ?

### કાઠિયાવાડમાં ઇતિહાસનાં ભરચક સાધનો

ગુજરાતમાં મરાઠાઓનાં આક્રમણ પૂર્વે પણ મોગલ શહેનશાહત તરફથી નીમાઈ આવતા સૂબાઓની હકૂમતના સમયમાં જે અંધાધુંધી ચાલતી તેનો પડઘો કાઠિયાવાડમાં પણ પડતો. મોગલ શહેનશાહતની પડતી અને મરાઠાઓની ચઢતીને પરિણામે એ અંધાધુંધીમાં ઓર વધારો થયો. સાર્વભૌમિક સત્તા ઢીલી પડતાં ઠેકઠેકાણે બળવા, બંડ અને કાઠિયાવાડમાં જેને ધિંગાણાં કહે છે તે ફાટી નીકળ્યાં. અને રાજા, મહારાજા અને ઠાકોરો તો શું પણ જમીનદારો ને ઇનામદારો પણ સ્વતંત્ર થવા મથ્યા. એ સ્વતંત્રતા મેળવવા તેમને લડવું પડયું અને માંહોમાંહેના વિગ્રહમાં નાના નાના ગામડાવાસી ક્ષત્રી રાજપૂતોને પણ કાં તો સ્વરક્ષણ માટે અથવા આક્રમણ અંગે હિમ્મત ને બહાદુરી, શૌર્ય ને વીરતા, દાખવવાં પડયાં. એ હિમ્મત ને એ બહાદુરીના ઇતિહાસનું ચિત્ર જો કોઈ કાબેલ ઇતિહાસલેખક નીકળી આવે તો તેની પીંછી તેને શોભતા રંગમાં ચીતરી શકે. ગામડાનાં પાળિયાં ને દેરડીઓ, ગામમાં યા આસપાસ રહેતા ચારણ અને ભાટો, શૂરવીર લડવૈયાનાં કુટુંબીજનો, તે લેખકના હાથમાં ને ઇતિહાસ માટેનાં સાધનો મૂકી શકે.

### ફારસીના જ્ઞાનની જરૂરત

કાઠિયાવાડનાં ગામેગામનો ઇતિહાસ લખવો શક્ય છે. એ વિષયનો વિચાર કરતાં આપણા સાહિત્યમાં જેની મોટામાં મોટી ખોટ છે તે વિષય પર આવું છું. પુરાણા ગુજરાતનો—મધ્યકાલીન ગુજરાતનો એટલે ચાવડા, સોલંકી, વાઘેલા વંશનો અને ત્યારબાદ

મુસલમાની હકૂમત નીચે રહેલા ગુજરાતનો જેવો જોઈએ તેવો ઇતિહાસ હજુ લખાવાનો છે. એ લખાવાના માર્ગમાં ઘણી મુસ્કેલીઓ છે, પરંતુ તે ન ઉકેલાય તેવી નથી. ખરચની બાબત દૂર રાખીએ તો પણ એને માટે લાયક કાર્યકર્તાઓની ખામી છે. એ કાર્ય એક માણસનું નથી, તેને માટે લેખકોના એક આખા ઝૂમખાની જરૂર છે. શિલાલેખ, તામ્રપત્ર, દાનપત્ર, તખ્તીઓ, સિક્કા, સનદો, પરવાના, ફરમાનો, વગેરે લેખો જે જે ભાષામાં લખાયા હોય તે તે ભાષા ઇતિહાસના લેખકે જાણવાની જરૂર છે. કારણ કાંઈ દરેક લેખ, પત્ર, સિક્કો કે સનદ વંચાઈ તેનાં ભાષાંતર બહાર પડ્યાં નથી. મુખ્યત્વે જે બેત્રણ ભાષાની માહિતીની જરૂર છે તે સંસ્કૃત, ફારસી અને મરાઠી. આપણા અત્યાર સુધીના ઇતિહાસના લેખકોમાં મોટે ભાગે ફારસી પ્રત્યે ઉદાસીનતા જોવામાં આવે છે. ફારસી ભાષાએ ગુજરાત–કાઠિયાવાડના રાજકીય વ્યવહારમાં કેટલો મોટો ભાગ ભજવ્યો છે, તે આ સંમેલન સમક્ષ કહેવાનું હોય નહિ. ફારસી ભાષા તે વખતના રાજકર્ત્તાઓ—મુસલમાનો—ની દરબારી—રાજ્યભાષા હતી. એટલે બધો રાજકીય પત્રવ્યવહાર અને અન્ય વ્યવહાર એ જ ભાષામાં થતો. ફરમાનો ને પરવાના, હુકમો ને સનદો, એ જ ભાષામાં લખાતાં. અને છેવટ શિષ્ટ વર્ગમાં પરસ્પર વ્યવહારમાં× પણ એ જ ભાષા વપરાવા લાગી; અને તે એટલે સુધી કે ખુદ ગુજરાતમાં વેચાણ–સાટાણ ને ગીરોનાં ખતપત્રો, માંહોમાંહેના કબાલા અને ભાડાચિઠ્ઠીઓ પણ ફારસીમાં જ લખાતી. ટૂંકામાં હાલ અંગ્રેજી ભાષા, આપણા જીવનવ્યવહારમાં જે સ્થાન લઈ બેઠી છે તે સ્થાન તે વખતે ફારસી ભાષા ભોગવતી હતી; એટલે કાંઈ નહિ તો મુસલમાની હકૂમતના સમયનો સાચો ઇતિહાસ જાણવા માટે ફારસી જાણ્યા વગર આપણો છૂટકો નથી.

## ફારસી ભાષામાં ગુજરાતના ઇતિહાસો

ફારસી ભાષામાં લખાયેલા ગુજરાતના ઇતિહાસોની ઉપયોગિતા વિષે હું હમણાં જ કાંઈ કહીશ. પરંતુ તે પૂર્વે ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરોની તવારીખ સંબંધી ફારસી ભાષામાં લખાયેલા લેખ કેવી રીતે

× દાખલા તરીકે આજથી સો સવાસો વર્ષ પર સુરતના દીવાનજી કુટુંબના મીઠારામે ત્ર્યંબકના ગોરના ચોપડામાં પોતાના નામઠામ ફારસીમાં લખી આપેલાં હતાં.

મદદરૂપ થઈ પડે તે જણાવીશ. સુરત, ભરૂચ, અમદાવાદ, ખંભાત, અને વડોદરામાંની જૂની મસ્જિદો ને મકબરામાં મળી આવતા શિલાલેખો પરથી અગત્યની ઘણીએક હકીકત મળી આવે. છતાં તે સંબંધમાં આપણે બેદરકાર રહીએ છીએ.

ઉદાહરણ માટે હું મારો જ દાખલો આપીશ. ભરૂચમાં જૂના બજારને છેડે એક નાની સરખી મસ્જિદ છે. હું નાનો હતો અને જ્યારે ગુજરાતી નિશાળમાં જતો ત્યારે આવતાં ને જતાં બંને વખતે એ મસ્જિદ પાસે થઈને જતો. ત્યારબાદ મોટી ઉમ્મરે પણ કાંઈ સેંકડો વખત એ રસ્તેથી હું ગયો આવ્યો હોઈશ; પણ એ મસ્જિદ વિષે કાંઈ પણ હકીકત જાણવા મને કુતૂહલ થયેલું નહીં. છેવટ ગયે વરસે ભરૂચની આસપાસના એટલે ઈદગાહ, બાવા રેનની ટેકરી, વગેરે પર કોતરેલા ફારસી શિલાલેખ જોવા ભરૂચના કાજીસાહેબ જોડે જતાં તેમણે એ મસ્જિદ પણ મને દેખાડી. અને ત્યાંનો લેખ વાંચતાં મહમદ તઘલખના વખતની, તેની બંધાવેલી એટલે ૬૦૦ વરસની જૂની એ મસ્જિદ નીકળી. આને વિષે ભરૂચના કોઈ અહેવાલમાં ઈશારો છે કે નહીં તેની મને ખબર નથી, પરંતુ મહમદ તઘલખ ભરૂચમાં આવેલો, દક્ષિણમાં જતાં કે કોઈ બીજી વખત, એટલું તો તેના પરથી સમજાય છે.

શ્રી ફાર્બસ ગુજરાતી સભામાં સાચવી રાખેલાં કેટલાંક જહાંગીર, શાહજહાન બાદશાહનાં ફરમાનો છે. તેમાંથી ઘણી અગત્યની બાબતો મળી આવે છે. શાન્તિદાસ ઝવેરીનું મુગલાઈ દરબારમાં કેટલું ચલણ હતું. શત્રુંજયની જાત્રા ચાલે તેટલો વખત જીવહિંસા થતી તેણે કેવી રીતે બંધ કરાવેલી, એક જૈન ધર્મશાળા ફેરવી ઔરંગઝેબે મસ્જિદ બનાવેલી તેને ફેરવી પાછી ધર્મશાળા કેવી રીતે બનાવરાવી, વગેરે મહત્ત્વની ઘણીએક બાબતો પર તેથી પ્રકાશ પડે છે. સ્થાનિક ઇતિહાસને તો એ લેખો જરૂર ઉપયોગી થઈ પડે જ; પરંતુ વધારામાં તે ઉપરથી તે મોગલ શહેનશાહો પણ હિન્દુ ધર્મ પ્રત્યે કેટલી લાગણી ને સહિષ્ણુતા બતાવતા તેનો આપણને તવારીખી પુરાવો મળે છે.

એવી જ રીતે બીજી કેટલીક અકબર, જહાંગીર ને શાહજહાનની આપેલી ફારસી સનદો સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ—"ગુજરાતી"ના મરહૂમ અધિપતિ—ના ચિરંજીવી ભાઈ નટવરલાલ તરફથી મને બતાવવામાં આવી હતી. એઓ મૂળ સુરતના દેસાઈ છે. તે

દેસાઇગીરી અંગે એમના વડવાઓને હાંસોટ બાજુનાં અને સુરત ભરૂચનાં બીજાં ગામડાંઓના મીઠાના અગરોનો ઇજારો મળ્યો હતો. એ "નમકસાર" એટલે મીઠાના ઇજારાનો કારભાર એ વખતે કેમ ચાલતો હતો, ઇજારદારને મહેનતાણું શું આપવું અને વેપારીને વટાવ કેટલો આપવો ને વણજારાની મજૂરી કેટલી, તેની વિગત તેમાં જણાવાઈ છે અને તેથી જળવાઈ રહી છે.

આવી જાતનાં થોકબંધ ફરમાનો, સંખ્યાબંધ સનદો, અને પારાવાર પરવાના, ગુજરાત ને કાઠિઆવાડના સેંકડો જાગીરદાર, મજમુદાર, દેસાઈ અને જમીનદાર કુટુંબો પાસે આજે પણ મોજૂદ હશે. એ સનદો રૂમાલે વીંટાળેલી પડી રહે તેના કરતાં તેનો આવા તવારીખી અભ્યાસમાં ઉપયોગ થાય, તો તેમાંથી કાંઈ નહીં તો કેટલીક સ્થાનિક બાબતો તો ઇતિહાસના ચોકઠામાં ગોઠવી શકાય.

### 'મિરાતે અહમદી'

ગુજરાત કાઠિયાવાડના ફારસીમાં લખેલા ઇતિહાસો છે, ને તે ઘણા જ ઉપયોગી છે. ગુજરાતના 'મિરાતે સિકંદરી' ને 'મિરાતે અહમદી' તથા 'તવારીખે ફિરસ્તા' માં ગુજરાતને લગતો ભાગ છે. એમાં કાઠિયાવાડના ઇતિહાસનો પણ સમાવેશ થઈ જાય છે. કાઠિયાવાડ આખાનો ફારસીમાં લખાયલો ઇતિહાસ નથી. પરંતુ રણછોડજી દિવાનની 'તવારીખે સોરઠ વ હાલાર,' જો કે બહુ જૂનો લેખ નથી, તો પણ કાંઈક અંશે કાઠિયાવાડ સમસ્તના ઇતિહાસની ખોટ પૂરી પાડે છે.

આ બધા ઇતિહાસના ગ્રંથોમાં 'મિરાતે અહમદી' ને ઊંચું સ્થાન આપવું ઘટે છે. ઇતિહાસ માટે સાધન ભેગાં કરી ઇતિહાસ લખવાની આપણા મુસલમાન ભાઈઓને નૈસર્ગિક સ્ફુરણા થઈ છે; અને તે વૃત્તિને વશ થઈને જ 'મિરાતે અહમદી' ના લેખકે ઘણી મુશ્કેલીઓ વેઠી ઈ. સ. ૧૦૦૦ થી ૧૭૬૦ સુધીના ગુજરાતના ઇતિહાસનાં સાધન ભેગાં કરી ઇતિહાસ લખ્યો છે. તેમાં ઔરંગઝેબના ગુજરવા (ઈ. સ. ૧૭૦૭) બાદનાં જે પચાસ સાઠ વરસનો પાણીપતની લડાઈ સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે, તે તો એ ગ્રંથકારની પોતાની હયાતીમાં બનેલા બનાવો—જે કેટલાક બનાવોમાં પોતે તથા તેના પિતાએ ભાગ લીધેલો તેવા બનાવો—ની હકીકત છે, એટલે એ પુસ્તક ઘણું જ કીમતી ગણાય. એ પુસ્તકની ફારસી નકલ

ઘણી જૂજ સંખ્યામાં મળે છે. એક સારી નકલ રા. બ. ભોળાનાથભાઈ પાસે હતી તે લહિયાઓની ઘણી ભૂલોથી મુક્ત હતી. એક બીજી મુંબઈ યુનિવર્સિટીની લાઇબ્રેરીમાં છે તે જૂનાગઢના વૈષ્ણવ નાગર વરજદાસ વલદે રંગીલદાસની પોષ સુદ ૧૦ સંવત ૧૮૮૧-(ઇ. સ. ૧૮૨૫)ની લખેલી છે. પણ એ પુસ્તકની જેટલી નકલો મળી આવે છે તેમાંની ઘણીખરી પુષ્કળ અશુદ્ધ તથા અધૂરી મળી આવે છે. એટલે નામદાર ગાયકવાડ સરકારની 'ઓરીએન્ટલ સીરીઝ'માં પ્રો. સૈયદ નવાબઅલીએ સંશોધન કરી જે આવૃત્તિ બહાર પાડી છે તે જ સારી વિશ્વાસનીય ગણાય છે. એ ગ્રંથના ત્રણ ભાગ છે: એક જૂના ગુજરાત તથા ફરોખસિયરના સમય સુધીનો ભાગ, બીજો ત્યારબાદની પાણીપતની લડાઈ સુધીનો ભાગ, અને ત્રીજો ખાતિમે એટલે પુરવણીનો. આ ત્રણ ભાગમાંથી પહેલો બહુ ઉપયોગી નથી, જો કે તેમાં મોગલ શહેનશાહો તરફથી કાઢવામાં આવેલાં ફરમાનો, પરવાના અને બીજા હુકમોની અસલ પરથી નકલો આપવામાં આવેલી હોવાથી તેટલા પૂરતો તે કીમતી થઈ પડે છે. એ ભાગનું ગુજરાતીમાં ભાષાન્તર થયું છે. પરંતુ એ ભાગ ઘણો ખરો 'મિરાતે સિકંદરી'ને આધારે લખાયેલો હોવાથી ને 'મિરાતે સિકંદરી'નું અંગ્રેજીમાં ભાષાન્તર થયેલું હોવાથી તેમાંની હકીકત મેળવવી સુલભ છે. બીજા ભાગનું કે જેમાં લેખકે પોતે જોયેલી અનુભવેલી હકીકતનું વર્ણન આપ્યું છે તે આખાનું ભાષાન્તર અંગ્રેજીમાં, કે ગુજરાતીમાં હજુ પ્રસિદ્ધ થયું નથી. અંગ્રેજી ભાષાન્તર મી૦ સેડન કરે છે એમ સમજાય છે. તેનું ગુજરાતી ભાષાન્તર મારા તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને કરી આપવામાં આવ્યું છે ને તે કટકે કટકે પ્રસિદ્ધ થાય છે.

એ પુસ્તકમાં ગુજરાતની તે વખતની અંધાધુંધીનું આબેહૂબ ચિત્ર દોરવામાં આવ્યું છે. ખુશાલચંદ ઝવેરી નગરશેઠ, કપૂરચંદ ભણસાળી, રેશમી કાપડના વેપારીઓના મહાજન શેઠ ગંગાદાસ, વગેરે તે સમયના હિન્દુ શેઠિયાઓની રહેણીકરણી, મુસ્કેલીઓ અને તેમનાપર આવી પડતી આફત ને ગૂંચની ઉકેલનું ઘણું સારું વર્ણન તેમાં છે. મારવાડી સૂબાઓ તથા તેમના નાયબો (પ્રતિનિધિઓ) હિન્દુ હોવા છતાં મારવાડમાં પૈસા હરી જવા માટે હિન્દુમુસલમાન પર જે

એક્સરખો જુલમ ગુજારતા તેની સંપૂર્ણ વિગત તેમાં છે. મુસલમાન હાકેમો પણ લોભવૃત્તિને વશ થઈ જે ત્રાસ ગુજારતા તેનું નિષ્પક્ષપાત કથન તેમાં છે. લેખક ચુસ્ત મુસલમાન હોવા છતાં આખા લેખમાં તેણે એક પણ કઠોર શબ્દ–જેવો કે કાફર, જાહેલ (અજ્ઞાન), જહન્નમ (નરક)-માં જવાને લાયક—હિન્દુ કોમને માટે વાપર્યો નથી, પરંતુ મારવાડીઓના જુલમ પ્રત્યે તેનું લોહી ઘણું ઊકળી આવે છે ત્યારે તેમને માત્ર તે "મારવાર" એટલે "સર્પ જેવા" કહી, 'મારવાડ' શબ્દપર શ્લેષ કરે છે. અમદાવાદના સ્થાનિક ઇતિહાસને લગતી એમાંથી ઘણી હકીકત મળી આવે છે ને ભાઈ રત્નમણિરાવ ભીમરાવને તો તે ઘણું ઉપયોગી થઈ પડવું જોઈએ.

પરંતુ એ ગ્રન્થની પુરવણી એ તો એ લેખકની સર્વોત્તમ ને સર્વાંશે ઉપયોગી કૃતિ છે. જેમ અબુલ ફઝલની 'આઇને અકબરી' આખા મોગલ સામ્રાજ્યની વ્યવસ્થાની કૂંચી પૂરી પાડે છે, તેમ 'મિરાતે અહમદી'ની પુરવણી મુખ્યત્વે અમદાવાદની સ્થાનિક વ્યવસ્થાની અને ગૌણ પક્ષે ગુજરાતની વ્યવસ્થાની કૂંચી પૂરી પાડે છે. અમદાવાદના રસ્તા, અમદાવાદના દરવાજા, ચકલા ને થાણાં, પરાં ને વાડીઓ, કૂવા ને વાવ, સંડાસ ને ઇસ્પીતાલ. અમદાવાદમાં વસતી પચરંગી પ્રજાનાં મૂળ ને રીતરિવાજ, એ સૌ એમાં આપેલું છે. ગુજરાત કાઠિયાવાડના હિન્દુમુસલમાનનાં પવિત્ર ધામો, રોજાઓ, નદીઓ, પર્વતો, બંદરો વગેરેનું સંપૂર્ણ વર્ણન તેમાં છે. આખા ગુજરાતના ઓલિયા, પીરના ઓરસો, મુસલમાન સાધુસંત, લેખકો, વગેરેનાં ચિત્રો પણ એમાં જોવામાં આવે છે. સિદ્ધરાજ જયસિંહ કેવી રીતે ઇસ્લામમાં વટલ્યો તેની દંતકથા કહેવાનું પણ એ લેખક ભૂલ્યો નથી. એની ખરી કદર કરવા માટે તો એ પુરવણી અસલ જ વાંચવી જોઈએ.

**'તવારીખે સોરઠ'**

એને મુકાબલે રણછોડજી દિવાનની 'તવારીખે સોરઠ' એટલો ઉત્કૃષ્ટ ગ્રન્થ ગણાય નહિ. એમણે ધોરણ તો પકડ્યું છે 'મિરાતે અહમદી'નું, પણ 'મિરાત'નો લેખક ઇતિહાસનો વિભાગ અને પુરવણી-નો વિભાગ એ બંને પૃથક પૃથક રાખી એકમાં બીજાને ભળી જવા દેતો નથી; પરંતુ રણછોડજીથી તેમ થઈ શક્યું નથી. એમના પુસ્તકમાં સર્વે બાબતનો ખીચડો થઈ ગયો છે. વળી એમાં આપેલો અહેવાલ પોતે નજરે જોયેલો ખરો, પણ ઘણે ભાગે "બુદ્ધિમાન પુરુષોના

મોઢાની હકીકત ઉપરથી તથા લખેલી કેફીઅત પરથી " જે વૃત્તાન્તો એમના જાણવામાં આવેલાં તે ટપકાવી લીધાં છે. છતાં એમાં લખેલી સોરઠ ને હાલારની હકીકત ' મિરાતે અહમદી 'માં લખેલી હકીકત જોડે સરખાવતાં ' તવારીખે સોરઠ 'ની હકીકત બિલકુલ ભૂલ વિનાની અને બેશક વધારે વિગત સાથની મળી આવે છે.

પરંતુ એ પુસ્તકની કીમત તો જુદે ધોરણે આંકવાની છે, અને તેમ આંકતાં એ પુસ્તકની જોડ બીજી મળતી નથી. પુસ્તક અજોડ છે; પોતે ધારત તો ભરતખંડ અને ગુજરાતની તવારીખ લખી શકત; પરંતુ તે સંબંધે પુસ્તકો હોવાથી કથેલું કથવું તેમને નકામું લાગ્યું. મતલબ કે જે વિષય અત્યાર સુધી મુસલમાન તવારીખનવેસો ખેડતા હતા તે વિષય ખેડવાની પોતાનામાં કાબેલિયત હતી એમ પોતે જાણતા હતા, છતાં ગવાઈ ગયેલું ગાવું તેમને ઠીક ન લાગ્યું. એટલે પોતાના " સ્વદેશપ્રત્યે પ્રેમની મનોવૃત્તિથી [ દોરાઈ ] માત્ર જૂનાગઢ તથા હાલારનાં સંસ્થાનના વૃત્તાંતો " લખવા પૂરતી જ પોતાની કલમ તેમણે ચલાવી. રણછોડજી દિવાનને પોતાને સંસ્કૃત ને ગુજરાતીનું સારી રીતનું જ્ઞાન હતું. આ પુસ્તક તેમણે પોતાના સુપુત્ર શંકરપ્રસાદને વાંચવા માટે લખ્યું હતું. શંકરપ્રસાદ ગુજરાતી જાણતો હતો છતાં ફારસીમાં લખ્યું તેનું કારણ શું ? કારણ માત્ર એ જ હોવું જોઈએ કે તે વખતનો શિષ્ટ અને કેળવાયેલો વર્ગ ફારસીથી માહેર વર્ગ, તેનો લાભ લઈ તેની કીમત આંકી શકે. અર્વાચીન સમયના ફારસી તવારીખનવેસોમાંના એ એકલા હિન્દુ લેખકની સેવાની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી.

### મુખ્ય મુખ્ય શહેરોના ઇતિહાસ

આપણાં મુખ્ય મુખ્ય શહેરોના ઇતિહાસનાં પુસ્તકો છે, નથી એમ નથી. વખતે તે ઉત્તમ પ્રતિનાં નહિ હોય, પરંતુ છે તો ખરાં. મુનશી અબ્દુલ હકીમનો સુરતનો ઇતિહાસ મોજૂદ છે. કવિ નર્મદાશંકરે પણ ' સુરતની મુખ્તેસર હકીકત ' લખી છે. જૂનાગઢનો ઇતિહાસ તો ઉપર જણાવવામાં આવ્યો છે. તે ઉપરાંત હાલમાં જ ' મિરાતે મુસ્તફાબાદ ' નામનો ગ્રંથ ( ઉર્દૂમાં ) બહાર પડયો છે. ફારસી લેખકો તથા બારોટોના ચોપડાપરથી ' પાલણપોર રીયાસતનો ઇતિહાસ ' લખાયેલો છે ( ઉર્દૂમાં અને ભાષાન્તર ગુજરાતીમાં ). સુરતના એક

તની શેખ બક્ષુમીયાંએ 'હદીકે ઉલ હિન્દ' નામનો ઇતિહાસ લખ્યો ે તેમાં સુરત, ખંભાત, અમદાવાદ, વગેરે મુખ્ય મુખ્ય શહેરોની હકીત ઘણાં પુસ્તકોની મદદ વડે ઉપજાવી કાઢવામાં આવી છે. મરાઠી ાતિહાસની જે બખરો અને જે દફતરો હવે બહાર પડવા માંડ્યાં છે નો પણ ઉપયોગ કરી શકાય. સુરત, ખંભાત, ભરૂચ, વગેરે જગાએ અંગ્રેજોની જે કોઠીઓ હતી તેના કારભારને લગતા દસ્તાવેજો પણ સીલેક્ષન' રૂપે બહાર પડ્યા છે, તે પણ ધ્યાન બહાર રખાય નહિ.

ટૂંકામાં ઇતિહાસ લખવાનાં સાધનો છે. તે સાધનો ઉપયોગમાં ાવા માટે જે જે ભાષાઓનું જ્ઞાન જોઈએ તેમાં ફારસી ભાષા જાણવી ઘણુ અગત્યની છે. એના જાણકાર કે જે એનો ઇતિહાસ સંબંધે ઉપયોગ કરી શકે, એવા થોડા જ ગુજરાતીઓ છે. ગુજરાતીઓ એટલે હિન્દુ, પારસી, મુસલમાન એ ત્રણે કોમના ગુજરાતીઓ. યુનિવર્સિટીમાં બીજી ભાષા તરીકે ફારસી શીખનારની સંખ્યા, ખુદ પારસી કામની જ સંખ્યા, ઘણી ઓછી થઈ ગઈ છે, તો પછી હિન્દુઓને કહેવું જ શું? મુસલમાનભાઈઓ હજુ કોલેજની કેળવણી મોટી સંખ્યામાં લેતા નથી, એટલે તેમને માટે કશું કહેવાનું નથી. ગુજરાતના ઇતિહાસ માટે ફારસીના જ્ઞાનની આવશ્યકતા છે માટે તેના પ્રત્યે ઉદાસીનતા નહિ ચાલે. તેમ વળી હાફિઝ ને સાદીની ગઝલોના જ્ઞાન પૂરતું ફારસીનું જ્ઞાન આ કાર્ય માટે નિરર્થક છે. તવારીખી ગ્રંથોનું જ્ઞાન જોઈએ.

### લાયક થોડાક લેખકો

લાયક લેખકોની ખામીની આ હકીકત કાગળ પર મૂકતાં મને એક બે વ્યક્તિનો વિચાર આવે છે. પૂર્વે થઈ ગયેલા ભગવાનલાલ ઇન્દ્રજી અને આચાર્ય વલ્લભજી હરિદત્ત તથા રતિરામ દુર્ગારામ—એમણે જે અમૂલ્ય કાર્ય આ દિશામાં કર્યું છે તે ભુલાય તેવું નથી. બાળાશંકર ઉલ્લાસરામે ફારસી ઇતિહાસના તરજુમા બહાર પાડવા પ્રયાસ આદરેલા, પરંતુ તેમણે કરેલું કાર્ય ચાલુ રહ્યું નહિ અને તેથી આપણને કાર્યકર્તાઓની ખામી સાલ્યા કરે છે.

સાહિત્યના રણક્ષેત્રમાં ઘૂમતો ભડવીર, પોતાના જ તાનમાં મસ્તાન,* કોઈને નમ્યું ન આપતો—અણનમ—બીજાની પાસે નમન લેતો, નાનાલાલ દલપતરામ કવિ, જો ધારે તો આ બાબતમાં

* Ploughing his lonely furrow.

ઘણું કરી શકે: ભાઈ નાનાલાલને ફારસી આવડે છે (જો કે એમની મારી સામે એ ફરિયાદ છે કે એમને યુનિવર્સિટીની પરીક્ષામાં પરીક્ષક તરીકે મેં ફારસીમાં નાપાસ કરેલા), એમને સંસ્કૃત આવડે છે. અકબર, જહાંગીર, નુરજહાં જેવા દૂરના દિલ્લીના પાટનગર શોભાવનાર શહેનશાહો ને બાનુ પર દૃષ્ટિ નાખવાને બદલે પાસેના પાટનગરને પાસેના સૂબેદાર કે હાકેમો પર દૃષ્ટિ નાંખે તો એઓ બહુ સારી મદદ કરી શકે. એમનામાં ઇતિહાસને આકર્ષક બનાવવાની, ઇતિહાસને રસિક બનાવવાની નૈસર્ગિક લાયકાત, ઈશ્વરદત્ત કાબેલિયત છે. પોતે જે ગામ વ્યાખ્યાન આપવા જાય છે, તે ગામના સ્થાનિક ઇતિહાસને હંમેશાં પોતાની લાક્ષણિક શૈલી વડે આભૂષિત કરે છે. એમણે આખું કાઠિયાવાડ ખૂંદી નાખ્યું છે. રાજકોટ, જૂનાગઢ, વઢવાણ, લાઠી, વગેરે સ્થાનોથી તો તેઓ જેવા અમદાવાદથી પરિચિત છે, અને તેથી પોતે જે ગામમાં વ્યાખ્યાન આપવા જાય છે તે ગામના સ્થાનિક ઇતિહાસને પોતાની કાવ્યમય શૈલી વડે અમર કરે છે.

બીજી વ્યક્તિ જેનો મને વિચાર આવે છે તે મારા હમશહેરી, બાળમિત્ર પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર છે. એક ઇતિહાસલેખકમાં જોઈતા ગુણ એમનામાં છે. દરેક વિષય કે વસ્તુનો ખોજ કર્યા શિવાય તેઓ તે કબૂલ રાખતા નથી. ઇતિહાસની તો જોડે રહી, એમણે પોતાનું આખું જીવન ગાળ્યું છે. અમુક હકીકતનું અન્વેષણ કે પૃથક્કરણ પોતે ઊંડા ઊતરી કરી શકે છે ને પછી તેમાંથી સાર તારવી કાઢી આપણી સમક્ષ મૂકે છે.

એવો એમને ખોજ કરવા જેવા વિષયનો એક જ કોયડો એમની પાસે મૂકું? સિદ્ધરાજ જયસિંહ માટે કેટલાએક અરબ્બી અને ફારસી ગ્રંથોમાં એવો ઉલ્લેખ થયો છે કે તેને ઇસ્લામ ધર્મમાં લેવામાં આવેલો, કોઈ કહે છે કે વહોરા કોમના દાઈ અબ્દુલ્લાએ તેને કેટલાએક ચમત્કાર બતાવી ખંભાતમાં વટલાવ્યો: કેટલાએક કહે છે કે વહોરા કોમના દાઈએ નહિ, પરંતુ પાટણમાં આવી રહેલા એક ઇસ્લામી ઓલિયાએ તેના રસોઇયા તરીકે રહી તેને વટલાવ્યો: અને મરતાં સુધી છૂપી રીતે તે ઇસ્લામી ધર્મ પાળતો. આ બધી દંતકથાઓ છે. પરંતુ એ જ પ્રસંગને લગતો ઊહાપોહ હિન્દુઓને હાથે લખાયેલા ગ્રંથોમાં પણ થયેલો હોવો જોઈએ. એટલે એ પ્રશ્ન સંબંધે

મળી આવતાં સઘળાં સાધનો ભેગાં કરી તેની કસોટી કરી તેમાંથી ખરું તત્ત્વ શોધી કાઢવા માટે તેઓ જરૂર સફળ પ્રયાસ કરી શકે.

આમ છતાં પણ મને આશા છે કે વખત જતાં આપણે ત્યાં પણ કોઈ રાયબહાદુર ગૌરીશંકર ઓઝા પાકશે. ગુજરાતના ઇતિહાસની હાલની સ્થિતિ અને તે સ્થિતિ કેમ સુધારી શકાય એ વિષય પર ધાર્યા કરતાં વધારે લંબાણ થઈ ગયું, એટલે જે એક બે બીજી બાબત પર મારે કહેવું છે તે સંબંધે બે બોલ કહી હું ટૂંકામાં પતાવીશ.

## ગુજરાતી સાહિત્યની સ્થિતિ

આજે ગુજરાતી સાહિત્યની સ્થિતિ કેવી છે, એ પ્રશ્ન ગુજરાતના સાહિત્યમાં રસ લેતા દરેક જણને મોઢેથી નીકળે તો તે સ્વાભાવિક છે. એ પ્રશ્નનો હું એક જ ઉત્તર આપી શકું અને તે એ છે કે સ્થિતિ સારી છે, આશા પડતી છે, આપણે આગળ વધતા જઈએ છીએ. જે દિશામાં નજર નાખીએ તે દિશામાં ગતિપ્રગતિ જોવામાં આવે છે; સાહિત્યની એકેએક શાખા ખેડાતી જાય છે.

બાળસાહિત્ય કે જેને અત્યાર સુધી કોઈ લેખવતું ન હતું તેના પ્રત્યે લોકોની મમતા વધતી જાય છે. જે પુસ્તકો દિન પ્રતિદિન પ્રસિદ્ધ થતાં જાય છે તેમાં અલબત્ત નવલકથા અને નવલકથા કરતાં પણ ટૂંકી વાર્તાઓની સંખ્યા મોટી જોવામાં આવે છે. દાખલા તરીકે સને ૧૯૩૨માં લગભગ સો પુસ્તકો વાર્તાનાં પ્રસિદ્ધ થયાં હતાં. દૈનિક અને સાપ્તાહિક સમાચાર પત્રો તેમ જ માસિકોમાં જો ટૂંકી વાર્તા ન હોય તો તેની કીંમત નહીં, તેને ઘરાકી નહિ. સાહિત્યનું એ અંગ આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. તેમ થવાનું કારણ કે અંગ્રેજી સાહિત્યે હાલ એ દિશામાં જોર વધારે પકડ્યું છે, એટલે આપણે તેની નકલ કરીએ છીએ. વળી ટૂંકી વાર્તા લખવી તે માટે ઝાઝા જ્ઞાનભંડાર જોઈતા નથી, ખાસ કોઈ વિષયનો અભ્યાસ કરવાની તસ્દી લેવી પડતી નથી; હાલના વાતાવરણથી લેખક પરિચિત હોય એટલે બસ. એટલે ઊગતા લેખકોને એ માર્ગ ઘણો સહેલો થઈ પડે છે, તેથી તેઓ તે તરફ આકર્ષાય છે.*

*આ અભિપ્રાયને આ જોડે ટાંકેલા અભિપ્રાયથી ટેકો મળે છે. ઓકટોબર સને ૧૯૩૨ ના 'નાયુન્ટીન્થ સેન્ચુરી એન્ડ આફટર' નામના અંગ્રેજી માસિકમાં ટૂંકી વાર્તાઓના લખનાર મી૦ એલ. એ. જી. સ્ટ્રોંગનો એક 'શોર્ટ સ્ટોરીઝ' એ મથાળાનો છે: તેમાંથી કેટલીક હકીકત નીચે મુજબ છે:

સાહિત્ય આ રીતે વિકાસ પામતું જાય છે, તેનાં બે કારણો છેઃ (૧) પરિપાક પામેલા, કસાયેલા, અનુભવી, વૃદ્ધ અને ઠરેલ લેખકો, ઈશ્વરકૃપાથી આરોગ્યવાન રહી પોતાનું કર્ત્તવ્ય કર્યા જ જાય છેઃ અને (૨) કોલેજ, વિદ્યાપીઠ, વગેરે સંસ્થાઓમાંથી કેળવણી લઈ બહાર પડતો યુવકવર્ગ પણ આગળના કરતાં સાહિત્યમાં વધારે રસ લેતો હોવાથી તે વર્ગમાંથી પુષ્કળ લેખકો પોતાની માતૃભાષાની સેવા કરી રહ્યા છે.

એ સંખ્યાબંધ લેખકોમાંથી દીવાળીમાં ફૂટની ફૂલઝરણીના કણ માફક કેટલાએક નીચે પડતાં પડતાં જરા પ્રકાશ આપી ભોંયે પડી જાય છે. કેટલાએક એ જ પ્રસંગે ફૂટતી કોઠીમાંથી ઊંચે ઊડતી તારાકણી માફક ઝગઝગાટ બતાવી ઊંચે ઊડી પછી ભોંય પડે છે, ત્યારે થોડા માત્ર આકાશે ચઢી ત્યાં ઝગઝગાટ આપતા તારાનું અચળ સ્થાન પ્રાપ્ત કરે છે. એ વર્ગ હાલ કરે છે તેનાથી વિશેષ સુંદર કામ કરી શકે પરંતુ સરસ્વતી ને લક્ષ્મીનો જૂનો ઝઘડો તેમને નડે છે. પહેલાં ઉદરનિર્વાહનાં સાધનો મેળવવાં અને પછી સાહિત્યસેવા કરવી, એ સર્જનજની મુશ્કેલી તેમના માર્ગમાં આડે ઊભેલી જ છે. કવિ નર્મદાશંકરે માત્ર સરસ્વતીને જ પોતાનું જીવન અર્પણ કર્યું, તેને આર્થિક સંકટના સમયમાં પસાર થવું પડ્યું તે આપ સૌને વિદિત છે. ભાઈ વિજયરાય વૈદ્યે સાહિત્યભેખ લીધો છે. તેમનો અનુભવ જાણવો હોય તો તેઓ હાલ મોજુદ છે. તેઓ તમને જરૂર કહેશે કે એ સાહિત્યભેખ તે અસિધારનૃત્ય એટલે તલવારની ધારપર નાચવું, ચાલવું નહિ. એ મુશ્કેલી આપણા માર્ગમાં રહેવાની. તે છતાં આપણે આગળ વધીએ છીએ, એ આપણા યુવાન લેખક વર્ગને ખરેખર મુબારકબાદી આપવાનું કારણ છે.

---

(a) Short story form is comparatively new.

(b) Its creator O. Henry had a vast knowledge of the circumstances and opinion of lower middle class life.

(c) Magazine short story is aimed at its readers.

(d) Literary short story is older.

(e) Each writer goes his own way. There is no general agreement as to what constitutes a short story. Writers can go their own way unhampered.

## પારસીભાઈઓને બે બોલ

એ વિકાસની હદહુદ્દ બાંધતાં સરહદ પર બે કોમ ઊભેલી મળી આવે છે: એક આપણા પારસીભાઈઓ અને બીજા મુસલમાનભાઈઓ. કરાંચી, અમદાવાદ, વડોદરા, ભરૂચ જેવાં શહેરોમાંના પારસી લેખકો જેઓ હજુ આપણને વળગી રહ્યા છે, તેમને આપણાં અભિવંદન ને અભિનંદન. પરંતુ મુંબઈ જેવા શહેરમાં પારસીઓની કલમે લખાઈ પ્રસિદ્ધ થતાં પુસ્તકો આપણે સમજવાં, એ દિવસે દિવસે વધારે મુશ્કેલ થતું જાય છે. પારસી-ગુજરાતી અને સાધારણ ગુજરાતી વચ્ચે જે અંતર પડી ગયું છે તે સંધાતું નથી. તેમની આપણા હિન્દુઓ પ્રત્યે એ ફરિયાદ છે કે તમે તમારી ભાષા સંસ્કૃતમાં કરી નાખી છે, અને તે ફરિયાદ અક્ષરશઃ સાચી છે, વજૂદવાળી છે. તેમ આપણે પારસીઓને કહીએ છીએ કે તમે તમારી ભાષા છેક બગાડી નાખી છે: માત્ર એકલી અંગ્રેજીની નકલ હોત તો પણ કાંઈ નહીં. ચલાવી લેત; પરંતુ તમે તમારી ભાષામાં એટલા બધા અશાસ્ત્રીય, અશિષ્ટ, હલકી પ્રતિના, "બગનરુ", શબ્દો ઘુસાડી દીધા છે કે અમારાથી તેનો અર્થ સમજાતો નથી. નાના છોકરાને "ચેકુસ", કોઈ મોટો માણસ ધમધમાટ કરતો આવે તેને 'ધન ધન ધોરી આયા' એવું એવું ગુજરાતી લખાણ અમને સમજાતું નથી; અગર વાંચો સૂગ આવે છે.

## ઉત્સાહી મુસલમાન યુવકો

મુસલમાન યુવકોએ આપણને સાથ આપવા માંડ્યો છે: પોતે ગુજરાતના વતની છે, પોતાની માતૃભાષા ગુજરાતી છે, એ બે અંગો તેમણે બહુ ચુસ્તતાથી પકડી લીધાં છે. અને તેથી તે બંને પ્રત્યે તેઓ પ્રેમથી નિહાળી ગુજરાતી ભાષાનું પોતાનું જ્ઞાન વધારવા ગુજરાતી સાહિત્યમાં પોતે જે યત્કિંચિત ફાળો આપી શકે તે આપવા તેઓ સક્રિય પ્રયાસ કરી રહ્યા છે. મુસ્લિમ ગુજરાતી સાહિત્યમંડળ (રાંદેર)-ના જલસામાં હાજર રહેવાનો મને પ્રસંગ મળેલો. તે વખતના વ્યાખ્યાતાઓનું આપણા સાહિત્યનું ઊંચા પ્રકારનું જ્ઞાન, પરિચિતતા, શામળ, પ્રેમાનંદ ને દયારામનાં કાવ્યોની ગાઢ માહિતી, વગેરે જોઈ મારામાં તેમને વિષે ઘણી માનની વૃત્તિ ઉત્પન્ન થઈ. મુનાદી, શબનમ, કોકિલ, બેકાર, શયદા, સાદિક એવા એવા લેખકોનો સાથ મળ્યેથી આપણાં સાહિત્યને જરૂર ફાયદો થવાનો. પરંતુ એમને એક વાત જણાવું: ગુજરાતી ભાષા જ ઉર્દૂ ઘાટીની ગઝલોને અનુકૂળ નથી.

વળી ગુજરાતી ગઝલોમાં ઉર્દૂ કાફિયા ઠોકી બેસાડવામાં આવતાં, ગઝલો વર્ણસંકર બની જવાનો ભય રહે છે.

ખોજાભાઈઓ ધીમે ધીમે ઉર્દૂ તરફ વધારે આકર્ષાતા જાય છે. શરીફ સાલેમહમદ ને હાજીમહમદ અલ્લારખિયા જેવી વ્યક્તિઓ હવે તે કોમમાંથી આપણને મળશે કે નહિ તેનો શક રહે છે.

પૃથક પૃથક વ્યક્તિઓના લેખનકાર્યદ્વારા આપણું સાહિત્ય વિકાસ પામતું ગયું છે, એ તો નિર્વિવાદ છે. પરંતુ સાથે સાથે કેટલીએક સંસ્થાઓ તરફથી પણ એ વિકાસ અંગે થોડો ફાળો અપાયો નથી. મુંબઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી જે કાંઈ થોડું ઘણું કામ થયું છે અને થાય છે તેનો કશો પણ ઉલ્લેખ અત્રે કરવો હું દુરસ્ત ધારતો નથી. કારણ તેથી આત્મશ્લાઘાનો ભય રહે છે. પરંતુ અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી જે કામ વરસો થયાં મુંગે મોઢે કરી રહી છે, અને જે કામ, છેલ્લાં ૮–૧૦ વરસમાં જે વિશેષ ગતિ, વિશેષ ઉપયોગિતા, અને વિશેષ કીમતીપણું દાખવી રહ્યું છે, તેનો ઉલ્લેખ અહીં કર્યા સિવાય રહેવાતું નથી. એ સોસાઈટીના હાથ તળેનાં ફંડોની વ્યવસ્થા અમુક રીતે જ કરવાની હોય છે, એટલે સોસાઈટીને તેટલી હદમાં જ રહી કામ કરવું પડે છે. સોસાઈટીએ પ્રસિદ્ધ કરેલાં કેટલાંએક પુસ્તકો કચરા જેવાં છે એવો તેની સામે આક્ષેપ મુકવામાં આવે છે; પરંતુ જ્યાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં જાય, ત્યાં બધાં તો એકસરખી કોટિનાં—એકસરખી ઉત્તમતાનાં—ક્યાંથી હોય? પોતાને નક્કી કરી આપેલી હદમાં રહી એ સોસાઈટી આપણા સાહિત્યની ઉત્તમ પ્રકારની સેવા બજાવે છે. અને તે તેના કાર્યકર્ત્તાઓને ગર્વ લેવાનું યોગ્ય કારણ છે એમ પણ કહ્યા વગર ચાલતું નથી. સસ્તું સાહિત્ય પૂરું પાડવામાં એકલે હાથે સ્વામી અખંડાનંદજી જે કાર્ય કરી રહ્યા છે તેની પૂરતી કદર ગુજરાતે કરી છે કે નહિ, એ શંકાસ્પદ છે. એ સાહિત્ય સસ્તું હોવા ઉપરાંત "સોજ્જું", ('ક્લીન') નિર્ભેળ, નીતિમય, બોધપ્રદ અને બહુ જ સહેલી ભાષામાં લખાયેલું હોવાથી લોકપ્રિય થઈ પડ્યું હોય તો તેમાં નવાઈ નહિ. એ વાંચનમાળાનાં પુસ્તકોની દરેક આવૃત્તિની ગણતરી હજારોથી થાય છે, છતાં સ્વામીજીનું મન એ કાર્ય પરથી ઊતરી ગયું સમજાય છે. નહિ તો છાપખાનું કાઢી નાખી માળા બંધ કરવાનો વિચાર સરખો પણ એમને કેમ આવે? ગમે તે પ્રયત્ને પણ એ માળા ટકાવી રાખવા જેવી છે.

દેશી રાજ્યો તરફથી સાહિત્યના વિકાસ માટે પ્રોત્સાહન મળતું નથી, એવું કહેનારની સમક્ષ નામદાર ગાયકવાડ મહારાજના એ દિશામાં પ્રયાસો ઘણા જૂના છે. વડોદરાની સાહિત્ય પરિષદ પછી તેમણે એક ખાસ ભાષાન્તર ખાતું સ્થાપ્યું છે, તેમાંથી અત્યાર સુધીમાં દોઢસોએક ગ્રંથો બહાર પાડ્યા છે. વળી હાલ શ્રીમંત મહારાજાએ એક નવી યોજના અમલમાં મૂકવા ધારી છે. પાંચ ગુજરાતી અને પાંચ મરાઠી સાહિત્યરસિકોનો એક મેળાવડો કરી તેમાંથી યોગ્ય લેખકને પસંદ કરી તેની પાસ વ્યાખ્યાન અપાવવું અને તેના પારિતોષક બદલ રૂ. ૨૫૦) તથા આવવાજવાનો ખરચ આપવો. આ યોજનાનો અમલ દર વરસે થતો રહેશે.

## સાહિત્યપરિષદનાં સંમેલનોની ફળનિષ્પત્તિ

આ સંમેલનમાં ભાગ લેનાર તથા ભાગ ન લેનાર બહારની જનતા જો એ પ્રશ્ન કરે કે આટઆટલાં પરિષદનાં સંમેલનોને અંતે સક્રિય પરિણામમાં મળી આવતો લાભ શો, તો તે કુદરતી છે. જેવાં આપણી પરિષદનાં સંમેલન થાય છે તેવાં (હિંદી) નાગરી, બંગાળી, અને મરાઠી સાહિત્યનાં પણ સંમેલનો થાય છે: અને તેના રીપોર્ટો જોતાં તે સંમેલનોને પરિણામે સાહિત્યપ્રવૃત્તિની ઊર્ધ્વગતિ સતત ને ચાલુ રાખવા પ્રયાસો થયા સમજાય છે. મરાઠી સાહિત્યપરિષદ પણ આ નાતાલના તહેવારોમાં જ નાગપુરમાં મળી છે. નાગરી સાહિત્ય-પ્રચારિણી સભા, તેમ જ મહારાષ્ટ્રીય ભારત ઇતિહાસ–સંશોધક મંડળ જે ઉત્તમ કાર્ય કરે છે તેની બરાબરી કરવી મુશ્કેલ છે. આપણી પરિષદની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની થઈ છે. શરૂઆતનાં આદ્ય દશ વર્ષ બાળપણનાં વર્ષ તરીકે બાદ કરીએ તો પણ અઢાર વરસના અરસામાં કરેલા કામનો જવાબ આપવો તો રહ્યો જ. ઊડતી નજરે જોતાં પરિણામ શૂન્યવત્, ફાયદો ઘણો નહિ, એવો જવાબ આપી શકાય. પરંતુ જરા ઊંડાણમાં જઈ જોઈશું તો પરિષદનું કાર્ય છેક જ સત્ત્વ-હીન, માલ વગરનું નહિ જણાય. એ પરિષદના નાદે જ આપણા સાહિત્યવિલાસી અગ્રગણ્ય વિદ્વાનોએ ઉત્તમ વ્યાખ્યાનો આપી ભાષાને મૂલ્યવાન બનાવી. એ સંમેલનો માટે લખાતા નિબંધો વડે જ કેટલીક વિશિષ્ટતાવાળી વ્યક્તિઓનો પગ છૂટો થયો, ક્ષોભ જતો રહ્યો, અને તે આગળ આવી શકી. સંમેલનોમાં હાજરી આપવા આવતા સભ્યોને પરસ્પર ઓળખાણ, પિછાણ ને મૈત્રીનો લાભ મળ્યો: આવાં આવાં

કારણોને લઈને ગુજરાતી સાહિત્યના ઘડાતા જીવનરને જોમવાન, ચેતનવંત થવા પ્રેરણા મળી. એ ફાયદો નરી આંખે દેખાય તેવો યા ગજ લઈને માપી શકીએ તેવો નથી; પરંતુ ગર્ભિત છે, સંમેલનોના ગર્ભમાં રહેલો છે. સંમેલન વખતે થયેલી વિચારોની અદલાબદલી, પારસીઓ જેને "આવજો માવજો" કહે છે તે, અંતમાં નફાકારક નીવડે છે. અત્યાર સુધીમાં સંમેલનો વડે ઘણો ફાયદો નહિ થયો હોય તો હવે પછીનાથી તો જરૂર થશે જ. કારણ દિવસે દિવસે આપણી ખામીઓ આપણને વધારે ને વધારે સ્પષ્ટ દેખાતી જશે અને આપણે તેના ઉપાય પણ કરશું. આપણાં સંમેલનો વડે કાંઈ નહિ તો પરપ્રાંતોમાં તો આપણા સાહિત્યની જાહેરાત થઈ છે. આપણું સાહિત્ય જાણીતું થયું છે. સાહિત્યપરિષદે હાલ જે ઠેકઠેકાણે નર્મદ-શતાબ્દી ઉજવાવી છે, એ એક સ્તુત્ય નવો જ માર્ગ કાઢ્યો છે. તેમ ગોવર્ધનરામ ત્રિપાઠીના અવસાનની પચ્ચીસમી જયન્તીને પણ ઉત્સાહથી વધાવી લેવાઈ છે. એ એક નોંધવાલાયક બાબત છે. આવા પ્રસંગોને મળેલી ફત્તેહ જોતાં ભવિષ્યમાં એ રસ્તે પણ સારું કામ કરી શકાશે એવી આશા રહે છે.

**સાહિત્ય પરિષદમાં આવેલું વ્યવસ્થાનું જોમ**

સાહિત્યપરિષદનું બંધારણ બદલાયું છે. જેમ પૂર્વે સંમેલનો મળતાં, ને દેવતામાંથી ઊડતા તણખા માફક સહેજ પ્રકાશ આપી શમી જતાં, ઓલવાઈ જતાં, તેમ હવે રહ્યું નથી. આગલાં સંમેલનોનાં ઉલ્લાસ, ઉત્સાહ, ધામધૂમ, વગેરે, આગંતુક મહેમાનોના ત્રણ દહાડા, આસપાસનાઓના તેર દહાડા, સ્થાનિક કાર્યકર્તાઓના વખતે ત્રણ મહીના ટકતાં, પછી વિરમી જતાં, કારણ પાછળ કોઈ રીતનું પ્રેરક બળ રહેતું ન હતું. તે ખામી સુધારી હવે સાહિત્યપરિષદને એક કાયમી, જીવતી જાગતી, સતત કાર્ય ચાલુ રાખે એવી સંસ્થા બનાવવામાં આવી છે, એટલે એ સ્થાયી સંસ્થા ( કોર્પોરેશન )ના કાર્યકર્તાઓએ પરિષદનું ધ્યેય અમલમાં મૂકવાની ધૂંસરી વહેવાની છે. સંમેલનો તો મળશે ને વિખરાઈ જશે, પણ મળશે તે વખતે કાર્યકર્તાઓનો મહાસભા હિસાબ લેશે. તેમણે મુદ્દત દરમ્યાન શું કામ કર્યું છે તેનો તેમને હિસાબ આપવો પડશે: મતલબ કે સાહિત્યપરિષદના કાયમના કારભારીઓ પર પરિષદને આગળ ધપાવવી, કે છે ત્યાં ને ત્યાં પડી રહેવા દેવી, તેનો ભાર આવી પડ્યો છે.

સાહિત્યપરિષદ શું કરી શકે એવો સવાલ પૂછવામાં આવે તો સામે સવાલ એમ પૂછી શકાય કે સાહિત્યપરિષદ શું ન કરી શકે? સાહિત્યપરિષદને કરવાનાં કામો બંધારણના લેખમાં આપવામાં આવ્યાં છે, જે નીચે મુજબ છે:

अ (ક) ગુજરાતી ભાષાની અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી અને ફેલાવવી.

(ખ) ગુજરાતી ભાષામાં કે ભાષા વિષે લખાયેલાં પુસ્તકો સંરક્ષવાં, તૈયાર કરવાં છપાવવાં કે પ્રસિદ્ધ કરવાં.

(ગ) ગુજરાતીઓનું સાહિત્યવિષયક ઐક્ય સંરક્ષવાનાં પગલાં લેવાં.

आ ઉપરના હેતુઓ પાર પાડવાને માટે જરૂર જણાય તે પ્રમાણે

(ક) પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, છાપખાનાં કે એવી બીજી સંસ્થાઓ સ્થાપવાં અને નીભાવવાં.

(ખ) અનુકૂળ વખતે સંમેલનો કે પ્રદર્શનો ભરવાં.

(ગ) આવા પ્રકારની સંસ્થાઓ પોતાની સાથે જોડવી, ખરીદી લેવી, પોતામાં ભેળવી દેવી, ઉત્તેજવી અથવા તેમની સાથે સહકાર કરવો. અને ગુજરાતી ભાષાના અને સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપવાના હેતુથી પરીક્ષાઓ લેવી.

(ઘ) ગુજરાતી ભાષાના અને સાહિત્યના પ્રચારને માટે વ્યાખ્યાનોની યોજના કરવી.

(ઙ) આવશ્યક કે ઉપયોગી જણાય તે પ્રમાણે સામાયિક પત્રો કે પુસ્તકો છાપવાં પ્રસિદ્ધ કરવાં, સંપાદિત કરવાં, ચલાવવાં અગર છપાવવાં અથવા તેમ કરવામાં મદદ કરવી.

(ચ) ગુજરાતી ભાષાને, સાહિત્યને તથા પ્રજાને લગતી સાહિત્યવિષયક કે ઐતિહાસિક શોધખોળ કરવી કે તે કરવામાં ઉત્તેજન આપવું.

(છ) ગુજરાતી ભાષાની, સાહિત્યની તથા ઇતિહાસની અભિવૃદ્ધિને માટે તથા તેમના પ્રચારને માટે જે વિશેષ કાર્યો કરવાની જરૂર માલમ પડે તે કરવાં.

(જ) પરિષદના હેતુઓ પાર પાડવામાં કે આગળ વધારવામાં મદદરૂપ થઈ પડે તેવા કારણસર જુમ્માભંડોળો ('ટ્રસ્ટ ફંડ') સ્વીકારવાં.

એ હદમાં રહી પરિષદ બધું જ કરી શકે. જોઈએ માત્ર પૂરતું નાણું, અને તેનાથી પણ વધારે અગત્યનું અંગ, લાયક કાર્યકર્તાઓ. એ વિષે વધારે વિવેચન ન કરતાં એટલું જ કહીશ કે સમય જતો જશે તેમ તેમ બધું જ મળી રહેશે. वहुरत्ना वसुंधरा. મુંબઈ જેવા શહેરમાં સ્થાનિક અને બહારના લેખકો અને સાહિત્યરસિકો મળી પોતાની ગૂંચવણી અને મુશ્કેલીઓ ઊહાપોહ કરી તે મુશ્કેલીઓ દૂર કરવા મંત્રણા કરી શકે. શ્રી ફાર્બસ ગુજરાતી સભા એ દિશામાં વિશાળ મદદ કરી શકે અને કરવા તૈયાર છે.

જેમ જેમ સ્ત્રીકેળવણી વધતી જશે તેમ તેમ આપણા દેશનો ઉદ્ધાર થતો જશે. દેશના ઉદ્ધાર સાથે સાહિત્યનો વિકાસ સંકળાયેલો છે. સ્ત્રીઓ કેળવાશે એટલે બાળકો કેળવાશે. બાળકેળવણીના સવાલનો એની મેળે ફડચો આવી જશે. આજે આપણે ત્યાં બાળસાહિત્ય જોસથી આગળ વધી રહ્યું છે, તેમાં સ્ત્રીઓ કરતાં પુરુષોએ વધારે ફાળો આપ્યો છે. તો પછી જ્યારે સંખ્યાબંધ કેળવાયેલી ગુજરાતણો ને કાઠિયાવાડણો એમાં રસ લેતી થશે, ત્યારે સ્ત્રી અને પુરુષના સહકારથી, માતા અને પિતા બંનેના સામટા પ્રયત્નથી બાળજીવન, બાળકેળવણી, બાળસાહિત્ય કેટલે બધે દરજ્જે વિકસિત થશે તેનો ખ્યાલ આપ સૌ કરી શકશો. એ સ્ત્રીકેળવણીના વિષયને અગ્રસ્થાન આપવા સાહિત્ય-પરિષદ શું કરી શકે તે વિચારવાનું છે.

### માતૃભાષા-ગુજરાતીને ઊંચી કેળવણીમાં સ્થાન

આ વિષય જેટલો જ બલકે તેથી વધારે અગત્યનો વિષય આપણી માતૃભાષા—ગુજરાતીને ઊંચી કેળવણીમાં સ્થાન આપવા સંબંધી છે. એ પ્રશ્નનો એટલો બધો ઊહાપોહ થઈ ગયો છે કે તેને ચર્ચવાની લેશમાત્ર જરૂર હું જોતો નથી. છેલ્લાં આઠ દશ વરસમાં યુનિવર્સિટીએ પણ એ બાબતની અગત્ય કબૂલ રાખી ઠેઠ એમ. એ.-ની પરીક્ષા સુધી ગુજરાતીને અંગ્રેજીની બરાબરીનું—લગભગ બરાબરીનું સ્થાન આપ્યું છે. અત્યાર સુધી થયું છે તે અલબત્ત પ્રશંસાને પાત્ર છે, પણ તે બસ નથી. જ્યારે સઘળી કેળવણી માતૃભાષામાં અપાતી થશે, ત્યારે જ ભાષાની ખિલવણી થશે. આપણી ભાષા ને આપણું સાહિત્ય ખીલવવા માટે જેમ બને તેમ ગુજરાતીના વાપરનું ક્ષેત્ર વિસ્તૃત થવું જોઈએ. એ ક્ષેત્ર વિસ્તૃત થવાને માટે ખિલવણી પામેલી શિષ્ટ, સંસ્કારી અને શાસ્ત્રીય ગુજરાતીમાં પુસ્તકો લખાવાં જોઈએ. મતલબ

કે પહેલું પગલું બીજાની પુરવણીરૂપ છે, ને બીજું પહેલાંની પુરવણીરૂપ છે, એક બીજાની જોડે સંકલિત છે. જે ભાષા વડે પ્રેમાનંદ ને દયારામે પોતાના વિચારો દર્શાવ્યા તે ભાષા વખતે ચાલુ જમાનાની ભીડને પહોંચી નહિ વળે, પરંતુ તેથી નિરાશ થવું જોઈએ નહીં. સ્પેન્સર કે ચૅાસરના જમાનાની, મીલ્ટનના જમાનાની ભાષા શું તે ને તેજ સ્થિતિમાં રહી છે? ના, નથી રહી. તો પછી જે કારણોને લઈ, જે સાધનો વડે આજની અંગ્રેજી ભાષા ખીલી, સમૃદ્ધ થઈ તે જ કારણો, ને તે જ સાધનો આપણી ભાષાને કેમ નહિ ખીલવે ને સમૃદ્ધ બનાવે? આ દિશામાં પણ સાહિત્યપરિષદે નો શું પણ દરેક કેળવાયેલા ગુજરાતીએ પ્રયત્ન કરવો જોઈએ.

આટલું બોલી, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! મારું વ્યાખ્યાન હું બંધ કરું છું. આ વ્યાખ્યાનમાં નથી વિદ્વત્તાની વિદ્યુતના ચમકારા, કે નથી પાંડિત્યના પાઠ: મારાં ભાઈબહેનની સામે બેસી જેવી રીતે તમારી સાથે વાત કરવાનો મેં લોભ રાખ્યો છે, એ વાતચીત આપે સૌએ ધીરજથી સાંભળી તેમ જ મને આ બહુમાન આપ્યું તે બદલ અંતઃકરણપૂર્વક આપનો આભાર માનું છું.



**મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી**

પ્રમુખ : ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

બારમું અધિવેશન

અમદાવાદ : ૧૯૩૬

# મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનું
# ભાષણ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન
બારમું અધિવેશન : અમદાવાદ
ઓકટોબર-નવેમ્બર : ૧૯૩૬

# મહાત્મા ગાંધી

[ ઈ. સ. ૧૮૬૯ ]

આ બારમા સંમેલનથી પરિષદની બેઠકને બદલે સંમેલનનું અધિવેશન પ્રધાન બન્યું. ગુજરાતના પાટનગર અમદાવાદમાં આ સંમેલન મળ્યું હતું. એ પાટનગરને તજીને ગાંધીજી તો વર્ધાની કુટીરમાં બિરાજ્યા હતા. ગુજરાતી સાહિત્યને અરે એ સાહિત્યની પરિષદને પોતાના વિશાળ કાર્ય પ્રદેશમાં સ્થાન આપવા શ્રી. મુનશીએ ગાંધીજીને વિનંતિ કરી. અને ગાંધીજી પણ એક ગુજરાતી સાહિત્યકાર તો ખરા જ ને. એમણે એ વિનંતિ સ્વીકારી અને અમદાવાદને આંગણે જગતની એ મહાન વિભૂતિથી પરિષદનું સંમેલન દીપી ઊઠ્યું.

ગુજરાતના લોકજીવનનો કયો પ્રદેશ ગાંધીજીથી કે એમની પ્રવૃત્તિથી અસ્પૃષ્ટ રહ્યો છે? અને સાહિત્ય એ પણ લોકજીવનનો એક પ્રવાહ છે એટલે ગાંધીજી સાથે ગુજરાતી સાહિત્યનો સંબન્ધ પણ બહુ ગાઢ છે. એમણે પોતે વીર, શાન્ત અને કરુણ રસનાં અનેક ચિત્રો ગુજરાતી સાહિત્યને અર્પ્યાં છે. એમની સ્વસ્થ શૈલી અને તેજસ્વી પ્રતિભાએ ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડી છે. એમની પૂર્વેના યુગના પાણ્ડિત્યના ભારમાંથી એમણે ગુજરાતી ભાષાને મુક્ત કરી છે. દીર્ઘસૂત્રિતાને એમણે ગુજરાતી સાહિત્યમાંથી દૂર કરી છે. ગુજરાતી ભાષાના સ્વાભાવિક માધુર્યમાં એમણે અનેક વાર ઓજસ પૂર્યું છે અને લોકહૃદયના પ્રસુપ્ત ચેતનને જાગ્રત કર્યું છે.

ગાંધીજી જેવા પુરુષ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે હોય એ અવસર પરિષદ માટે અપૂર્વ હતો. એમની આંખ આગળ જ ગુજરાતની જોડણી એકધારી કરવાના પ્રયાસો થયા અને વ્યાપક બન્યા. એમના આશીર્વાદથી જ આજે વિદ્યાપીઠનો જોડણીકોશ ગુજરાતી ભાષાની જોડણીને સ્થિર સ્વરૂપ આપતો આગળ ધપતો જાય છે. ગુજરાતી ભાષા અને સાહિત્યને અમદાવાદના આ સંમેલનમાં એમના આશીર્વાદ મળ્યા એ સદ્ભાગ્ય પણ ઘણું મોટું જ ગણાય. ગુજરાતનું પાટનગર અને મહાનમાં મહાન વિદ્યમાન ગુજરાતી પ્રમુખપદે એવી આ સંમેલનની અપૂર્વતા ઇતિહાસમાં બીજે સ્થળે ભાગ્યે જ મળશે.

## ઉપોદ્‌ઘાત

તમારી પાસે ભાઈ મુનશીએ જે વાત કરી તે સત્યથી વેગળી છે. તમને એમણે કહ્યું કે '૨૫ની સાલમાં મેં ઉલટથી કહી દીધું કે પ્રમુખ નહિ જ થાઉં અને દરખાસ્ત આવશે તો લાચારી બતાવીશ. એ તો ઠીક. પણ મુનશીએ ઉતાવળમાં કહી દીધું કે જેટલી ઉલટથી તે વખતે ના પાડી હતી એટલી જ ઉલટથી આ વખતે પ્રમુખપદનો મેં સ્વીકાર કર્યો એ વાત ગલત છે, સત્યથી વેગળી છે. તે દહાડે આ પદ માટે હું લાયક નહોતો જ. આજે તેથી યે ઓછો લાયક છું. આ પદ લેવા હું જરા યે ઉત્સુક જ નહોતો છતાં મેં પદ સ્વીકાર્યું છે, પણ તે ઉલટથી નહિ. એ તો ધર્મસંકટ થઈ પડ્યું એટલે આવ્યો. જે મિત્રો પાસેથી કામ લેવા માગતો હોઉં તેઓ મારી પર ભાર લાદે ત્યારે સ્વીકારી લઉં છું.

સ્વીકાર કર્યા પછી તો હું પડ્યો માંદો. મેં કહેવડાવ્યું કે મહેરબાની કરી મને જવા દો અને આ અધિવેશનનું કામ ઉકેલી લો. પણ હું રહ્યો 'મહાત્મા', એટલે આ વાત કોણ માને? હું કોના હૃદયમાં મહાત્મા હઈશ એ તો કોણ જાણે? પણ અલ્પાત્મા તો મારા હૃદયમાં થઈ જ ગયો છું. 'મહાત્મા'ના શબ્દો મોળા પડ્યા, માંદો પડ્યો અને ન આવી શક્યો. વળી બીજી મુશ્કેલી આવી. સેગાંવમાં બે જણ માંદાં પડ્યાં અને મને થયું કે નહિ જવાય તો અલ્પાત્માનોયે અલ્પાત્મા થઈ જઈશ. અમુક સ્થિતિમાં હા પાડી હોય તો કોઈક સંજોગોમાં ના થઈ શકે છે એમ શાસ્ત્રો કહે છે. પણ હું તો અક્ષરને પાળનારો રહ્યો એટલે આવ્યો; પણ દર્દીઓ બચી ગયા છે અને હું આવીને બેઠો છું.

## ક્ષમાયાચના

મેં આશા રાખી હતી કે પરિષદમાં આવતાં પહેલાં બધું

સાહિત્ય એકઠું કરીને વાંચી લઈશ અને બધું વાંચીને ભાષણ તૈયાર કરીશ. પણ આજે હું દેવાળિયો છું. ભાષણ ન લખી શકયો, અને લેખિત ભાષણની આશા છોડજો એમ કહેવડાવ્યું. ત્યાં દર્દીની સેવા છોડી શકું એમ નહોતું. પછી રાજકોટમાં શાન્તિની આશા રાખી હતી, પણ ત્યાં મિનીટે મિનીટ ભરાઈ ગઈ. અહીં આવ્યો ત્યાં તો જ્વાળા સળગી છે એમ જોયું. માલિકો અને મજૂરો વચ્ચે ઝગડો ચાલે છે. રાત્રે પણ કાંઈક જોઈ જઈશ એવી આશા હતી, જોવાની સામગ્રી પણ કઢાવી હતી. પણ અહીં આવ્યો ત્યાં સુધી હું મહત્ત્વની વાતોમાં જ રોકાયેલો રહ્યો. એટલે મારે શું કહેવાનું છે એ વિષે નોંધ પણ નથી કરી લાવ્યો. આના કરતાં વધારે નાલાયક પ્રમુખ કોઈ ચૂંટયો હતો ?

આ કહેવાય છે અધિવેશન બારમું. પણ મારે હાથે અધિવેશનનું બારમું તો નહિ થઈ જાયને ? મારે નસીબે એ અપશુકન સૂચવનારો શબ્દ આવી પડ્યો છે. પણ હું નસીબદાર છું. હું જ્યાં જાઉં છું ત્યાં અનેક પ્રકારની આશા બંધાય છે: નોખા સ્વરૂપની આશા બંધાય છે. પણ નોખું સ્વરૂપ થાય તો બારમું જ થાય ના? છાપાંની કાપલીઓ મારી ઉપર આવેલી છે. બંધારણમાં સુધારો કરવા વિષેના બાર મુદ્દાઓ મને મોકલવામાં આવ્યા છે. એ હું વાંચી ગયો છું, પણ બંધારણનો અભ્યાસ કર્યા વિના આવ્યો છું. એટલે કોઈ કાયદાશાસ્ત્રી કાયદા ઉઠાવશે તો મારે મૂંઝાવું પડશે.

આપણી પાસે આજના કાર્યક્રમમાં દશ વસ્તુઓ છે. તેમાં એક મારું ભાષણ છે. આ બધી વસ્તુઓ સાડા પાંચ પહેલાં ઉકેલવી જોઈએ.

આટલી પ્રસ્તાવના કર્યા પછી મારા ઉપર જે બોજો લાદ્યો છે તે માટે આભાર માનું છું. સ્વામી લાત મારે તોપણ સેવક સ્વામીને કહે કે હું દિલગીર છું કે મેં ભૂલ કરી અને તમારે મને લાત મારવી પડી. મારે ત્રીસ કરોડ સ્વામી છે. એ લોકોએ મને સેવક ચૂંટયો નથી, પણ મેં માની લીધું કે હું ત્રીસ કરોડનો સેવક છું. એ ત્રીસ કરોડમાં તમે પણ છો. અને તમે મારા બમણા સ્વામી છો, કારણ તમે મને ચૂંટ્યો છે. પણ જેમ તેમ કરીને મને તમે નિભાવી લેશો એ આશાએ હું આવ્યો છું.

## 'ડેમૉક્રસી'ની વ્યાખ્યા અને વ્યાપ્તિ

મારે વિષે છાપાંમાં આવ્યું અને છાપાંની કાપલીઓ મને મોકલાઈ તે તો હું ન વાંચી શક્યો. પણ મારા ઉપર કાગળો આવે તે તો વાંચવા જ જોઈએ—વિનય ખાતર પણ વાંચવા જોઈએ. હું 'ડેમૉક્રેટ' ગણાઉં છું અને હું છું પણ ખરો. એટલે એ લોકોએ મારા ઉપર આશા બાંધી. એ લોકોએ કહ્યું કે પરિષદનું બંધારણ મુનશીનું છે, એનો તો એ ઇજારો કહી શકાય; એ કાયદાશાસ્ત્રી રહ્યા, એટલે એણે એને ઘડ્યું છે જ એવું કે એની એક ઈંટ પણ અમે નથી ચસકાવી શકતા. પણ તમે એકબે ઈંટ હલાવો તો કાંઈક થાય; મને—કમને દબાણથી અમુક ફેરફાર કરાવી શકાય તો કરો. આ ઉપરાંત પણ કેટલીક સૂચનાઓ આવી.

આ સૂચનાઓ હું પચાવી નથી શક્યો. હું પોતાને 'ડેમૉક્રેટ—લોકશાસનમાં માનનારો—માનું છું. અને એ અર્થમાં જે ખરો 'ડેમૉક્રેટ' હોય તે તો સાનમાં સમજી જાય કે પ્રજાનો કબજો એટલે શું, ક્યાં 'ડેમૉક્રસી' ચાલે અને ક્યાં ન ચાલે? જ્યારે મહાસભાનું બંધારણ પહેલી વાર તૈયાર થયું ત્યારે કેટલાકે કહ્યું હતું કે અમારે મહાસભામાં ચાર આના શું કામ આપવા? જેણે ચાર આના ન આપવાનું વ્રત લીધું છે તેને મેં કહ્યું કે તમારે મહાસભામાં આવવાનું કારણ શું છે? ધારો કે દેશની સેવા ખાતર ખરેખરી 'પીપલ્સ બૅન્ક' સ્થાપી હોય—મોટા મોટા શેઠિયાઓ સ્થાપે છે એવી નહિ પણ સારી લોકહિતકારી બૅંક—તેમાં લોકોના હિતની ખાતર પણ જે પ્રામાણિક માણસો, કાબેલ માણસો હોય, નિસ્વાર્થ હોય, લોકહિત ચાહનારા હોય એવાને જ રાખવા જોઈએ ના? એમાં લોકશાસનના સિદ્ધાન્ત પ્રમાણે માણસ ચૂંટ્યે ન ચાલે. બીજો દાખલો લઈએ. ધારો કે આપણે હાયકોર્ટનું બંધારણ 'ડેમૉક્રટિક' કરવું છે. રામ-રાજ્યમાં પણ હાઈકોર્ટ તો હશે. પણ શુદ્ધતમ 'ડેમૉક્રસી'ની અંદર પણ એવી સંસ્થાઓ હશે કે જેમાં 'ડેમૉક્રસી'ના હિતમાં જ, 'ડેમૉક્રસી'ના નિયમોથી નહીં પણ બીજા નિયમોએ, કામ ચલાવવું પડશે. મને તો ખબર જ છે કે ક્યાં 'ડેમૉક્રસી' ચાલે ને ક્યાં ન ચાલે. અને એથી જ કહું છું કે સાહિત્ય પરિષદમાં 'ડેમૉક્રસી'ના બધા નિયમો નહિ હોય.

[ બધાથી સાંભળી શકાય માટે ખુરશી ઉપર બેઠા તે વખતે ઘણો વિનોદ કરાવ્યો. પછી કહ્યું : મારે તમને વિનોદ કરતાં કરતાં ગંભીર વાતો સંભળાવવી છે. પણ ગંભીર વાતો કહીને તમને શું હું રડાવું ? એવું ગાંભીર્ય મારામાં નથી. એટલું ગાંભીર્ય તો ફાંસીએ ચઢું ત્યારે પણ મારામાં ન આવે. એટલે હું હસાવું તોપણ તમારે ડાહ્યા થઈને સાંભળવું. ]

હું 'ડેમૉક્રેટ' છું છતાં કહું છું કે આવી પરિષદો 'ડેમૉક્રસી'ને ધોરણે ન જ ચાલી શકે. તેમાં 'ડેમૉક્રસી'નું તત્ત્વ હશે, પણ નિયમો નહિ હોય. સાવ નિરક્ષરમાં નિરક્ષર ગણાતાં બાળકો, સ્ત્રીઓ અને બુઢ્ઢાઓ 'ડેમૉક્રસી' સમજતાં થઈ ગયાં હશે તે વખતે હું તો મરી ગયો હોઈશ, પણ જીવતા હોય તે યાદ રાખે કે આવી સંસ્થામાં 'ડેમૉક્રસી'નું ધોરણ ન ચાલે. ચલાવવામાં આવે તો એ 'ડેમૉક્રસી' નહિ પણ 'મૉબૉક્રસી' થાય. એટલે મને જેમણે લખ્યું છે કે તમે 'ડેમૉક્રસી' ચાહતા હો તો આટલા ફેરફાર કરાવવા જોઈએ તેમને મારે વિનયપૂર્વક આ કહેવું જોઈએ. પણ તેનો અર્થ એ નથી કે આ બંધારણ મુનશીનો ઇજારો છે. એ બંધારણ મેં વાંચ્યું છે. મારી તો ખ્યાતિ છે કે હું બંધારણ ઝપાટાબંધ ઘડી શકું છું. હું થોડો જ કાયદાશાસ્ત્રી છું ? એટલે મારી ભાષા ગામડી હોય, પણ એ ભાષા કાયદાશાસ્ત્રી પણ સમજી શકે અને લોકો પણ સમજી શકે એવી બનાવી શકું છું. મારી બુદ્ધિ હજી હું ભાડે નથી આપી ચૂક્યો એટલે કહું છું કે આ બંધારણમાં મુનશીએ કશો ઇજારો નથી લીધો.

### બંધારણમાં ફેરફાર કરવા વિષે

બીજી વાત. આજ લગી કોઈ એવો જન્મ્યો નથી જે એવું બંધારણ બનાવી શકે કે જેમાંથી મોટર, ચાર ઘોડાની ગાડી કે મારા જેવાની બેલગાડી ન ચાલી જઈ શકે. ગમે તેવા બંધારણમાં ન્યૂનતા તો રહેવાની જ. પૂર્ણતા, સર્વજ્ઞતા અને સર્વશક્તિમાનપણું એ તો ઈશ્વરનો ઇજારો છે. ઈશ્વર પણ જબરદસ્ત 'ડેમૉક્રેટ' જ છે ને ? એ કેટલું સહન કરે છે ? આપણે તેની પ્રજા કેટકેટલાં ધતિંગ કરીએ છીએ ! એને પૂછીએ છીએ કે ઈશ્વર બતાવો. એ સર્વત્ર, આપણી આંખમાં, અરે આપણા દરેક મવાળામાં પણ પડ્યો છે છતાં પૂછીએ છીએ. પણ ઈશ્વરને જોવાની શક્તિ ઈશ્વરે કોઈને નથી આપી. એની

ઇચ્છા હોય તો જ અને તે જ એને જોઈ શકે છે. એને ચહેરો કે આંખ, નાક, કાન, નથી, પણ એને જોવાની શક્તિ જેને એ આપે છે તેની આગળ એ પ્રગટ થાય છે. પણ એ શક્તિ એણે એની પાસે જ રાખી છે.

મુનશી તો ઠીક. એ તો આપણામાંના એક, અને આપણે તો ગુલામોની કોટિમાં છીએ. પણ, રશિયા, ઇટલી કે બીજે ક્યાંય પણ શું એવું બંધારણ છે જેમાં કોઈ ફેરફાર કરાવવા ઇચ્છે તો ન કરાવી શકે? હા, બંદૂકને બળે નભતાં બંધારણ એવાં હોય ખરાં; પણ બંધારણમાં ફેરફાર જ કરવા જેવું ન હોય એવું બંધારણ તો કોણ રચી શકે?

આ પરિષદના બંધારણમાં જે ફેરફાર કરાવવા હોય તેમને મારી એક સૂચના છે. સારા ફેરફારો આ બે દિવસમાં નહિ થઈ શકે. ગમે તેવી અનિચ્છાએ આવેલો પણ હું પ્રમુખ છું. પ્રમુખના અધિકારો હું જાણું છું. અને પ્રમુખની જવાબદારીઓ તો હું બરાબર સમજી ગયેલો છું. પણ ખરા પ્રમુખ તો કોણ છે? ( આનંદશંકરભાઈ તરફ જોઈને ) આ ઉપપ્રમુખ છે તે ખરા; હું તો ખોટો. એમણે મને કાગળ લખેલો કે તમે પ્રમુખ છો પણ હું તમને બચાવી લેવાનો છું. એટલે બધું કામ એ આટોપશે. બંધારણ બે દિવસમાં નહિ ફેરવાય. આનંદશંકરભાઈ ઉપર પણ એનો ભાર તો ન નખાય. અધિવેશનનું બારમું ન થાય—અને જ્યાં સુધી હું પ્રમુખ છું ત્યાં સુધી નહિ થાય—એટલા માટે મને સૂઝશે અને જેટલી કળા વાપરી શકાશે તેટલી વાપરીને બંધારણમાં ફેરફાર કરવાનું હું સૂચવી શકીશ; જો કે ફેરફાર કરાવી જ શકીશ એમ નથી. હું જે બતાવીશ તે બંધારણની રૂએ બતાવીશ. કોઈ પણ દિવસે કોઈ પણ માણસને હું પ્રપંચી વાત ન કરું. સીધી વાતો સીધી રીતે સંભળાવવાની મારી શક્તિ રહેલી છે. સાવ સીધી રીતે, સોએ સો ટકા સીધી રીતે ફેરફાર કરાવી શકીશ તે હું બતાવીશ.

**વિદ્યાપીઠ**

હવે મારું ભાષણ. હું સાક્ષરોને શું કહું? સર ચિનુભાઈએ મારે માટે કહી જ દીધું છે કે હું નથી સાક્ષર કે નથી સાહિત્યકાર. પણ હું વિદ્યાપીઠનો કુલપતિ છું, જોડણી કોશનો તૈયાર કરનારો છું. એ વિદ્યાપીઠ વિષે સર ચિનુભાઈએ ભૂતકાળનો પ્રયોગ કર્યો. હું સર ચિનુભાઈને કહેવાની રજા લઈશ કે એ વિદ્યાપીઠ છે અને રહે-

વાની જ છે. એ બે દિવસ માટેની નથી. સ્વરાજનો મંત્ર જાણતા હઈશું ત્યાં સુધી વિદ્યાપીઠ રહેવાની છે. જેમ જંગમ આશ્રમ છે તેમ જંગમ વિદ્યાપીઠ પણ બને. કોઈએ અઢી લાખ રૂપિયા આપ્યા એટલે મકાન થયું. પણ એ ન હોત તો વિદ્યાપીઠ ન ચાલત? જ્યારે દ્રવ્ય નહોતું ત્યારે પણ વિદ્યાપીઠ તો હતી જ. તે ભૂતમાં થઈ, વર્તમાનમાં ચાલે છે અને ભવિષ્યમાં ચાલવાની છે. વિદ્યાપીઠનાં રૂપાન્તર થયાં છે અને થયાં કરશે. વિદ્યાપીઠમાં ગિદવાણી નથી, કિરપાલાની નથી, કાકા નથી. એમાં ગામડી માણસો છે. પણ શું સાક્ષરો જ વિદ્યાપીઠ ચલાવે? માણસ ભલે ગામડી હોય. એ ગામડી હૃદયવાળા જોઈએ, નાટકી ન જોઈએ. કાઠિયાવાડમાં એવા પડેલા છે જેમને વાલીડા કહે છે. તે જે વેશ ભજવવો હોય તે ભજવે. એવા નહિ, પણ જેનું હૃદય ખરેખરું ગામડી છે એવા વિદ્યાપીઠ ચલાવી શકશે. અમદાવાદનાં ઢીંગલાઢીંગલી માટે વિદ્યાપીઠ થોડી જ છે? ભલેને ભાઈ અંબાલાલની દીકરી ત્યાં આવી ગઈ. પણ વિદ્યાપીઠ એવી ડીપો નથી જ્યાં ઢીંગલાઢીંગલી આવે, તેને સુશોભિત બનાવીએ અને પાછાં હતાં તેવાં તેમનાં માબાપને 'ડિલીવર' કરીએ—સોંપી દઈએ. વિદ્યાપીઠ તો ગામડી સ્ત્રીપુરુષોને ઘડવા સારુ રચાયેલી છે. એમને ઘડતાં નથી આવડતું, પણ તેઓ પ્રયત્ન તો કરે જ છે. તેવાને માટે 'ગીતાજી'ના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે એમનું અકલ્યાણ નહિ થાય. ભગવાનની એ પ્રતિજ્ઞા છે અને સાચી ભાવનાવાળાને વિષે એ સફળ થશે. વિદ્યાપીઠે ભૂતકાળમાં જે ફાળો આપ્યો છે તેથી એને પૈસા આપનારને પૂરું વળતર મળી ગયું છે. પણ સર ચિનુભાઈ, હું કહેવા ઇચ્છું છું કે વિદ્યાપીઠે જેમ પૈસા આપનારને પૂરાં દામ આપ્યાં છે તેમ ભવિષ્યમાં પણ આપશે અને આપ તે જોશો.

## સાહિત્ય પરિષદ શું કરે

હવે પરિષદ વિષે. સાહિત્ય પરિષદે શું કરવું? પરિષદ પાસેથી શી આશા હું રાખું? કાકાએ એ વિષે નવ પાનાં લખીને મને આપ્યાં હતાં. તે હું વાંચી તો ગયો, છતાં ભૂલી ગયો છું. દાક્તર હરિપ્રસાદે કાગળ મોકલેલો, પણ તેય ક્યાંય રખડે છે. હશે તો સુરક્ષિત, પણ મને અહીં આવતાં ન મળ્યો. તેમને ફરી લખી આપવા કહ્યું તે તેમણે હું રાતે સૂઈ ગયો પછી મોકલ્યું. અને એ પણ અહીં નથી લાવ્યો. એટલે એમણે માગેલું કાંઈ આપી ન શકું. એવું મારું દુર્દૈવ છે. મને

વખત મળે ત્યારે રાંધું અને સામગ્રી તૈયાર કરું ને? પણ અત્યારે જે કહું છું તે કાંઈ નહિ તો મારી પાસે તો શોભે જ છે. કારણ હૃદયમાંથી જે આવે છે તે કહું છું, ઓપ ચડાવ્યા વિના કહું છું.

સ્વાગતાધ્યક્ષે મારો ભાર હળવો કર્યો છે. મેં પહેલાં સાહિત્ય પરિષદને જે કહ્યું હતું તે તેમણે આપને ફરી કહી સંભળાવ્યું છે. એમ ધારીને કે રખેને મારે ચાબખા મારવા પડે. પણ અહિંસાનો પૂજારી ચાબખા મારે? મારી પાસે ચાબખા ન હોય. તે વખતે મેં તો વિનય જ કર્યો હતો. આજે નરસિંહરાવભાઈ અહીં નથી એ મને બહુ સાલે છે. એમની સાથેનો મારો સંબંધ ઉત્તરોત્તર વધતો ગયો છે. એ અહીં હોત તો હું આજે બહુ રાજી થાત. અને રમણભાઈ તો આજે દેહે પણ નથી. તેમને મેં કહ્યું હતું કે મારી પાસેના કૂવા ઉપર કોસ ચલાવનાર કોશિયો કેવી ભાષા વાપરે છે એની એને ખબર નથી. એ ગાળ બોલે છે એનું એને ભાન નથી. તેને હું શું કહું? કવિ હોય તે એની પાસે જાય. મુનશી તો નવલકથાકાર રહ્યા, એ તો જઈ ન શકે. અદ્‌ભુત કળાકાર હોય તે એની પાસે જઈને એને સમજાવી શકે. એ શબ્દ અહીં ટીકાડચા, એ શબ્દ ત્યાં ટીકાવ્યા અને એવું કહે કે પેલો ઝીલી શકે એવું હોય.

આપણે સાહિત્ય કોને માટે રચીશું? કસ્તુરભાઈ ઍન્ડ કંપની માટે, કે અંબાલાલભાઈ માટે કે સર ચિનુભાઈ માટે? એમની પાસે તો પૈસા છે; એટલે ગમે તેટલા સાહિત્યકારો રાખી શકે છે, ગમે તેટલાં પુસ્તકાલયો વસાવી શકે છે. પણ પેલા કોશિયાનું શું? તે વેળા મારી સામે એ એકલો હતો, અને તે પણ કોઈ ખરા ગામનો નહિ, પણ કોચરબનો. કોચરબ કાંઈ ગામ છે? એ તો અમદાવાદનો એંદવાડ. ત્યાં જીવણલાલભાઈનો બંગલો હતો. મારા જેવા ભૂત જ ત્યાં જઈને બેસે ને? ત્યાં એમને વધારે ભાડું આપનારા પણ તે વખતે કોણ મળે? પણ મને અહીં રાખવો હતો, એટલે જીવણલાલભાઈએ બંગલો આપ્યો અને મંગળદાસ શેઠે પૈસા આપવાના કહ્યા. પણ આજે તો એ કોશિયા જેવાં ઘણાં યે માણસ મારી સામે પડ્યાં છે. આજે હું સેગાંવમાં જઈને પડ્યો છું. ત્યાં ૬૦૦ માણસો છે. તેમાંથી ૧૦ માણસો પણ વાંચી શકે એવા ભાગ્યે જ હશે. ૧૦ એ અલ્પોક્તિ હોય તો ૫૦ કહું, પણ પચાસમાં અતિશયોક્તિ જરૂર છે. ત્યાં હું શું કરું છું? વિદ્યાપીઠના કુલપતિનું પદ મારે શોભાવવું રહ્યું.

એટલે મફત લાયબ્રેરી કાઢી ત્યાં પુસ્તકોનો સંગ્રહ કરવા માંડ્યો. પણ વાંચી શકે એવા દસમાંથી, સમજીને વાંચી શકે એવા બે ત્રણ અને બહેનોમાં તો એક પણ વાંચી શકે એવી નથી. ત્યાં ૭૫ ટકા હરિજનો રહ્યા વર્ધાનો તેને સ્પર્શ પણ લાગેલો નથી. લાગેલો હોત તો હું દૂર જાત. ત્યાં તો મૅલેરિયા છે. પણ હું જાઉં ત્યાં મૅલેરિયા ન નભી શકે એવી મૅલેરિયા સાથે અમારે સંધિ છે. ત્યાં અનેક ખાબોચિયાં છે. પણ એક ધનિક મળી ગયો એણે સડક કરી આપી છે. ૭ મહિના પહેલાં જેવી સ્થિતિ હતી તેવી સ્થિતિમાં આનંદશંકરભાઈ જેવા ત્યાં આવી પણ ન શકે.

ત્યાં મેં એક પુસ્તકાલય બનાવ્યું છે. એમાં સાહિત્ય તો શું હોય? એક બે છોકરીઓએ વાપરી લીધેલી એવી ચોપડીઓ તેમની પાસેથી ઉછીની લીધી. એ ધૂળ જેવાં પાઠ્ય પુસ્તકોના બનાવનારા વિષે બોલું તો તમને ખૂબ હસાવી શકું અને કલાકો સુધી વાત કરું, પણ વખત નથી.

ત્યાંનો પ્રદેશ તો મહારાષ્ટ્રી રહ્યો. ત્યાં ગુજરાત જેટલી નિરક્ષરતા નથી, પણ સેગાંવ ગામમાં નિરક્ષરતા છે. ત્યાં મારી પાસે એક એલએલ. બી. છે. એ કાયદો ભૂલી ગયો છે. ભૂલથી એલએલ. બી. થઈ ગયેલો. એ ગુજરાતનો છે, પણ થોડું મરાઠી જાણે છે. એને મેં કહી દીધું કે લોકો સમજી શકે એવી ચોપડીઓ ચલાવવી અને પોતે પોતાના જ્ઞાનમાંથી એમાં વધારો કરવો. આધુનિક છાપાં છે પણ ત્યાંના લોકો એમાં શું સમજે? એમને ભૂગોળ શીખવવી રહી. એ રશિયા શું જાણે? સ્પેન ક્યાં આવ્યું એની એયે શી ખબર? આ સાડા ત્રણ રૂપિયાની ચોપડીઓ માટે ઘર એવું કે ચોમાસામાં ત્યાં બેસી ન શકાય. કોઈ દીવાસળી મૂકે તો સળગી જાય. એ હતી તો મીરાંબહેનની ઝૂંપડી. મીરાંબહેન ત્યાગી છે, પણ મૂરખ છે. મેં એને કહેલું કે જ્યાં લોકો પાયખાનાં કરે ત્યાં તું નહિ રહી શકે. હું તો સીમાડા ઉપર જ રહું. મારે શુદ્ધ હવા, શુદ્ધ પાણી અને શુદ્ધ આહાર જોઈએ. એ દેહાતમાં વસવાની મારી શરત છે. સદ્‌ભાગ્યે હું જ્યાં પડ્યો છું તે પાદરને લોકો પાયખાના તરીકે નથી વાપરતા. પણ પેલી મીરાંબહેનવાળી ઝૂંપડીમાં અમે પુસ્તકાલય વસાવ્યું. આવા ગામમાં હું લોકોને શું વાંચી સંભળાવું? મુનશીની નવલકથા વાંચું? શ્રી કૃષ્ણલાલભાઈનું 'કૃષ્ણચરિત્ર' વાંચું? 'કૃષ્ણચરિત્ર' જોકે મૌલિક નથી,

તરજુમો છે; છતાં એ તરજુમો મેં વાંચ્યો ત્યારે મને મીઠો લાગ્યો હતો. હું એ વાંચીને રાજી થયો હતો. પણ એ એમનું પુસ્તક પણ હું સેગાંવમાં નથી ચલાવી શકતો એ આપણું દુર્દૈવ છે. એ વસ્તુ સાક્ષર મારે મોઢેથી ન જાણે તો કોને મોઢેથી જાણે? સેગાંવથી હું એક પણ બાળકને અહીં નથી લાવ્યો. ભાડું આપું તો વળી આવે. પણ અહીં આવીને શું કરે? છતાં વણમાગ્યો અને વણચૂંટાયેલો હું તેનો પ્રતિનિધિ છું અને ગામના ગામડિયાઓનો આર્તનાદ તમને સંભળાવું છું. એ ખરી ‘ડેમૉક્રસી’ છે. એ લોકો પાસેથી શીખીશીખીને હું તમને સૌને કહું છું કે ખરું સ્વરાજ જોઈતું હોય તો અહીં આવો. તમારે માટે હું માર્ગ સાફ કરી રહ્યો છું. ત્યાં કાંટા પડ્યા જ છે, પણ થોડાં ગુલાબો પણ હું ત્યાં ઉગાડી દઈશ.

આ વાત કહું છું ત્યાં ડીન ફેરર યાદ આવે છે. એ જબરદસ્ત સાક્ષર હતો. અંગ્રેજીમાં ભારે સાક્ષરો પડ્યા છે એ હું સ્વીકારું છું. ભલેને અંગ્રેજોની સાથે હું લડું, પણ હું ગુણગ્રાહી છું. મને થોડો જ કોઈ અંગ્રેજનો કે અંગ્રેજી ભાષાનો દ્વેષ છે? એ ડીન ફેરરને થયું કે પ્રજાની આગળ મારે જીસસનું જીવન લખીને મૂકવું છે. તે કેમ લખવું? અંગ્રેજી ભાષામાં જીસસનાં જેટલાં વૃત્તાન્ત છે તે એ વાંચી ગયો, પણ એને સંતોષ ન થયો. પછી તે પૅલેસ્ટાઈન ગયો. ત્યાં બાઇબલ લીધું અને તેમાં આપેલા વૃત્તાન્તો પ્રમાણે બધું નરી આંખે જોઈ લીધું. પછી તેણે શ્રદ્ધાભાવથી પુસ્તક લખ્યું. એની પાછળ એણે કેટલી સામગ્રી એકઠી કરી, કેટલા શ્રમ અને કેટલાં વર્ષો પછી એ પુસ્તક એણે લખ્યું! અંગ્રેજી ભાષામાં એ અદ્ભુત પુસ્તક છે. મેં નાતાલ છોડ્યું ત્યારે એક પાદરીએ મને વાંચવા આપેલું. અંગ્રેજી ભાષામાં એ સુંદર અને સર્વમાન્ય પુસ્તક છે. એમાં જૉન્સનનું અંગ્રેજી નથી, ડિકન્સના જેવું સરસ અને સરલ અંગ્રેજી છે અને સામાન્ય લોકોને માટે એ પુસ્તક લખાયું છે. ત્યારે સાક્ષરો શું રઘુવંશ વાંચીને, ભવભૂતિ વાંચીને કે અંગ્રેજી પુસ્તકો વાંચીને ગામડાંમાં જશે? એ પુસ્તકો વાંચતાં વાંચતાં એને ક્ષય થાય, સંગ્રહણી થાય કે બ્લડપ્રેશર થાય તો ય વાંચવાનો લોભ રહી જવાનો. પછી એ ગામડાંને માટે પુસ્તક રચવા બેસશે તો એનું પુસ્તક પણ એના જેવું રોગીલું થશે. એવા માણસનું ગામડામાં કામ નથી. કવિ નર્મદાશંકરે કહ્યું છે તેવા બધી વાતે પૂરા માણસનું ત્યાં કામ છે. ગામડામાં તો ‘થર્મૉસ’

લઈને જનારા મારા જેવા કરતાં પણ ખરા ગામડિયા તરીકે ત્યાં જઈને રહેનારાનું કામ છે. તેઓ જીવંત સાહિત્ય ત્યાંના લોકોને આપી શકશે.

### સાચી કળા

રવિશંકર રાવળ જેવા અમદાવાદમાં બેઠા બેઠા પીંછી માર્યા કરે છે. પણ ગામડામાં જઈને શું કરે ? જો કે આજે તેમનું પ્રદર્શન જોઈને મારી છાતી ઊછળી, કારણ પહેલાં અહીં એવાં ચિત્રો નહોતાં. દાક્તર હરિપ્રસાદ મને અગાઉ કાંઈક જોવા લઈ ગયેલા, પણ તેના કરતાં ખૂબ પ્રગતિ થઈ છે. સાહિત્ય ચિત્રો વાટે પણ આપી શકાય. પણ એ ચિત્રો જુદાં. અહીં તો રવિશંકર રાવળ ચિત્રોમાં શબ્દનું જ્ઞાન પૂરતા હતા. પણ સાચી કળા તો તેઓ મૂંગા રહે છતાં હું સમજી શકું એવી હોવી જોઈએ. હું સાક્ષર હોઉં, રસ્કિન મેં વાંચ્યો હોય પછી એમની કળા હું સમજી શકું અથવા એ સમજાવે ત્યારે સમજું એમાં ભારે કળા નહિ. મારે તો ગામડી આંખે જોવું રહ્યું. છતાં મારી છાતી એમનાં ચિત્રો જોઈ ઊછળી. પણ ફરી મને થયું કે ચિત્ર મારી સાથે બોલે. મારી આગળ નાચે એવાં જોઈએ. એવાં ચિત્રો જગતભરમાં બહુ થોડાં જ છે. રોમમાં પોપના સંગ્રહમાં મેં એક મૂર્તિ જોયેલી તે જોતાં જ હું મૂર્છિત થઈ ગયો હતો. એ મૂર્તિ છે 'ક્રાઈસ્ટ ઓન ધી ક્રૉસ'ની. એ મૂર્તિ જોઈને માણસ દીવાનો બની જાય. એ સમજાવવા રવિશંકર રાવળ મારી પાસે નહોતા ઊભા. પણ એ જોઈને જ હું સ્તબ્ધ થઈ ગયો. આ તો પરદેશની વાત. પણ થોડાં વર્ષ ઉપર મહીસૂરમાં બેલુરમાં ગયો હતો. ત્યાંના પ્રાચીન મંદિરમાં નગ્નાવસ્થામાં ઊભેલી એક સ્ત્રીની પ્રતિમા જોઈ હતી. એ મને કોઈએ બતાવી નહોતી, પણ મારું ધ્યાન એકદમ ત્યાં ગયું અને હું આકર્ષાયો. હું નગ્નાવસ્થામાં ઊભેલી સ્ત્રીનું અહીં વર્ણન નથી કરવા ઈચ્છતો, પણ એ મૂર્તિનો જે ભાવ હું સમજ્યો તે જણાવું છું. એના પગની આગળ એક વીંછી પડ્યો છે. એનો કવિ બીભત્સ નહોતો, એટલે સ્ત્રીને કપડાથી કાંઈક ઢાંકી છે. એ કાળી સંગેમરમરની મૂર્તિ છે. એ જોતાં એમ થાય છે કે કોઈ રંભા પડી છે તે અકળાઈ રહેલી છે. હું એનું ગામડી વર્ણન જ કરું છું. હું તો જોઈ જ રહ્યો. એ પોતાના અંગ ઉપરનાં કપડાંને તોડી રહી છે. કળાને જિહ્વાની જરૂર નથી હોતી. મને થયું કે સાક્ષાત કામદેવતા અહીં વીંછી થઈને

બેઠા છે. પેલી બાળાને અંગાર વ્યાપી ગયો છે. કવિએ કામને વિજય મેળવવા દીધો નથી. એ સ્ત્રીનાં અંગેઅંગ ઉપર એની વેદના ચીતરાયેલી છે. રવિશંકર ભલે એનો ગમે તે અર્થ કરે, પણ એ એમનો શહેરી અર્થ ખોટો અને મારો ગામડી અર્થ ખરો.

હું શું માગું છું તે મેં કહ્યું. ઇચ્છા તો થાય છે કે એ ચિત્રમાં વધારે રંગ પૂરું પણ આટલા ચિત્રથી ન સમજી જાય તે કળારસિક ન કહેવાય.

આટલો મેં બબડાટ કર્યો છે તે માટે મને માફ કરજો. મારા હૃદયમાં અંગાર વ્યાપી રહ્યો છે. ઇચ્છા તો થાય છે કે આલેખેલી ઝાંખી ઝાંખી લીટીઓ પૂરી કરું, પણ લચારીથી આટોપી લઉં છું. મારે કહેવાનું છે તેમાંથી થોડું જ કહ્યું છે. અત્યારે મારું હૃદય રડે છે. પણ હું આંખમાંથી આંસુ કેમ ઢાળું? ભારે વેદના હોય છતાં મારે તો હસવું છે. રડવાના પ્રસંગો આવે છે છતાં રડ્યો નથી. હૈયું કઠણ કરું છું, પણ એ સેગાંવ—ત્યાંના હાડપિંજરો જોઉં છું [અહીં ડૂમો ભરાઈ આવ્યો. થોડી વાર અટકીને બોલ્યા] ત્યારે મને તમારું સાહિત્ય રેઢિયાળ લાગે છે. આનંદશંકરભાઈ પાસે મેં સો પુસ્તકો માગ્યાં. એમણે મહેનત કરીને મને મોકલ્યાં. પણ એ પુસ્તકોને હું શું કરું? ત્યાં શી રીતે લઈ જાઉં?

ત્યાંની સ્ત્રીઓને જોઉં છું ત્યારે થાય છે કે આ સ્ત્રીઓને અમદાવાદની સ્ત્રીઓની સાથે શો સંબંધ? પેલી સ્ત્રીઓ સાહિત્યને નથી ઓળખતી. રામધૂન ગવડાવું તો ઝીલી નથી શકતી. તેઓ સર્પવીંછીની દરકાર રાખ્યા વિના, વરસાદ કે ટાઢતડકાની દરકાર વિના મારે સારુ પાણી લઈ આવે છે, ઘાસ કાપી લાવે છે, બળતણ લાવે છે; અને એને હું પાંચ પૈસા આપું છું ત્યારે મને અન્નદાતા માને છે. ત્યાં તેમને પાંચ પૈસા આપનાર અંબાલાલભાઈ નથી. એ હિંદુસ્તાન અમદાવાદમાં નથી, સાત લાખ ગામડાંમાં છે. તેને તમે શું આપશો? એમનામાંથી પાંચ ટકા જેટલા લખીવાંચી શકે છે. માંડ સોબસો શબ્દોનો એમની પાસે ભંડાળ છે. એની પાસે શું લઈ જવું એ હું જાણું છું. પણ હું તમને કહીને શું કરું? બોલીને બતાવવાનો મારો વિષય નથી કે બોલીને બતાવું. કલમ મેં બળાત્કારે લીધેલી છે. પરાધીન દશામાં ચલાવું છું. આજે બોલું છું પણ તે અમુક સંજોગોમાં. હું વરસો સુધી બોલ્યો નથી. મિત્રોએ મને 'ડન્સ' મૂઢ ગણ્યો છે.

નાના મંડળમાં પણ બોલી નહોતો શક્યો. કોર્ટમાં ગએલો ત્યાં 'માઈ લૉર્ડ' કે શું કહેવું તેની મને ખબર નહોતી. મને બોલતાં ન આવડે. બૅરિસ્ટર બનેલો પણ ગામડિયો, એટલે બોલવાનું માંડી વાળ્યું. થઈ શકતું હોય તે કરવું એ સૂત્ર મેં પકડ્યું. હું જાણું છું કે સ્વરાજની ચાવી મજૂરો પાસે પણ નથી. સ્વરાજની ચાવી ગામડામાં છે. ગામડું પણ હું શોધવા ન ગયો, જેમ સત્યાગ્રહ પણ શોધવા નહોતો ગયો. આ ગામડામાંની અનેક સ્ત્રીઓ મને પરાણે આવીને વરે છે. પણ હું તેમને વરું તો મારું એકપત્નીવ્રત લાજે, એટલે મેં તેમને માતાઓ બનાવી છે. એમને માતા તરીકે ઓળખું છું. એ માતાના મંદિરમાં તમને નોતરું છું. [ કેશવલાલ ધ્રુવને ઉદ્દેશીને–'કેશવભાઈ, આપને પણ નોતરું છું.' કેશવલાલ—'સાથે આયુષ્ય પણ આપો તો.' ગાંધીજી–'એ તો હું પણ જીવીશ તો ના ? આપણામાં ક્યાં બહુ વર્ષોનો ફેર છે ?' ]

## ઉપસંહારનું ભાષણ

### આભાર

પ્રથમ તો મારે તમારો બધાનો અભાર માનવો જોઈએ. સામાન્ય રીતે પ્રમુખ આભાર માને જ, પણ હું રૂઢિને વશ થઈને આભાર નથી માનતો. હું તો તમારા પ્રેમને વશ થઈને આવ્યો. મારે તમને જેટલો વખત આપવો જોઈએ તે પણ ન આપ્યો. મેં તો ધૂળ જેવું, વગર વિચાર્યે બોલેલું ભાષણ કર્યું, આ માટે તો મારે તમારી માફી માગવી જોઈએ. મને નભાવી લેવાને માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

રૂડા રૂડા નિબંધો વાંચવા મને ન ગમે એમ નથી. મારામાં કેટલાય રસો ભરેલા છે જેને હું તૃપ્ત નથી કરી શકતો. એમાંના કેટલાક બળી ગયા છે, અને જે પડેલા છે તે 'પર'નું દર્શન ન થાય ત્યાં સુધી સંગપ્રસંગે પાંગર્યા કરવાના. આનંદશંકરભાઈએ મને કહ્યું કે અહીં મુશાયરો થયો, તેમાં નવયુવકોએ પણ સરસ ભાગ ભજવ્યો. શ્રી ઇનામદારનાં 'લૅન્ટર્ન સ્લાઇડ'વાળા પુરાતત્ત્વ વિષેના ભાષણમાં પણ મને જવાની ઇચ્છા હતી. પણ મેં ન એ ભાષણ સાંભળ્યું, કે ન એ મુશાયરો જોયો. આ મારી બધી ત્રુટિઓને તમે નભાવી લીધી એ તમારી ઉદારતા નહિ તો બીજું શું ?

## શરતી દાન શા માટે ?

લાઠીના ઠાકોરના પાદપૂર્તિ માટેના ઇનામની અને શ્રી. રામ
લધાના નવલકથાના ઇનામની વાત તમે સાંભળી. એ વાત જ્
કહેવાતી હતી ત્યારે અમેરિકન કરોડપતિ કાર્નેગી મને યાદ આવ્
એણે સ્કોટલંડના સાહિત્યકારોને લાઇબ્રેરીઓની બક્ષિશ કરેલી તે ય
આવ્યું. સ્કૉટલૅંડ તો વ્યવહારકુશળ દેશ છે, અને તે માટે ત્યાં
લોકો ગર્વ લે છે. સ્કૉટલૅંડમાં તમે જાઓ એટલે લાગે કે આ
નવા પ્રદેશમાં પ્રવેશ કર્યો છે. આપણી દૃષ્ટિએ તો ઇંગ્લંડ અને સ્કૉ
લૅંડ એક છે, પણ ત્યાં સ્કૉચ બેંકર અને અંગ્રેજ બેંકર વચ્ચે લડ
પણ થતી હોય. આપણા સાહિત્યકારો માફક સ્કોચ પ્રોફેસરો
લાયબ્રેરીની બક્ષિશ સંબંધમાં શરત થતાં જણાવ્યું કે તમે આ
દાન આપો છો તો શરતો શા માટે મૂકો છો ? અથવા લાયબ્રેરીએ
દાન શા માટે આપો છો ? તમને તમારા વેપારમાં ખબર પડે
આમાં શી ખબર પડે ? અમો અમારી મરજીમાં આવે તેવો ઉપયો
કરીએ. તમને સાહિત્યક્ષેત્રમાં શી ખબર પડે ? તમારો આશ્રય અ
વગર શરતે ગમે છે. એ જ રીતે અહીં હું કેટલાક સાહિત્યક્ષેત્રમાં
કરવા ઇચ્છનારાઓને સલાહ આપવા ઇચ્છું છું કે તેમણે પરિષદને
તેના અંગને કે જેના પર નજર ઠરે અને લાગે કે યોગ્ય ઉપયોગ
તો તેને દાન આપવું. પ્રામાણિકતા તપાસો. પાદપૂર્તિના ઇના
જાહેરાત થઈ ત્યારે મને થયું કે બીજા માટે કેમ નહીં ? ટૂંક મુદત
પાદપૂર્તિ સારી ન પણ મળી આવે, તો એ રકમ પરિષદને અ
દેવી જોઈએ : અથવા તો મને કહે કે તારા સારા ભાષણ
હરિજન કામમાં વાપરવા આપું છું. જેઓ કામ કરી રહ્યા છે, તે
હાથમાં દાન મૂકવું જોઈએ. દાન કરવા ઇચ્છનારાઓને હું વિન
કરું છું કે તમો દાન કરો તો શરત ન કરો; વિશ્વાસ બેસે તે અ
ન બેસે તો ગાંઠેથી પૈસા છોડશો નહીં.

## નવલકથાના વાચનનો રોગ

શ્રી. રામજીભાઈના નવલકથાના ઇનામની વાત. નવલ
વાંચવી એ તો રોગ છે. જગતમાં ઘેર ઘેર એ ફેલાઈ ગઈ છે.
પરિણામે શિલિંગ શોકર જેવાં મશીનો ગોઠવાયાં છે. તેમાં એક શિ

નાખ્યો કે ચોપડી નીકળી! એ ચોપડી કેવી હોય? એ તેની લાયં સુધી પહોંચે ખરી? ટ્રેનમાં લીધી, હાથમાં પાનાં ફેરવ્યાં, ચિત્ર ં ને ફેંકી દીધી, ને સાહેબ ચાલતા થયા! લાઇબ્રેરીઓમાં ઉપાડ નવલકથાઓનો જ વધુ થાય છે. વર્ષાઋતુમાં બિલાડીની ટોપ ખવાતી નથી, પણ પરદેશમાં તો 'મશરૂમ'ને નામે તે સ્વાદિષ્ટ છે. ઇનામ કાઢો કે ન કાઢો, તે તો છપાયે જ જશે. એમાં કલ્પ ઘોડા સિવાય શું છે? નવલકથા કેમ લખાય છે, તે હું અહીં પણ ટૉલ્સ્ટૉયે તેનો ખ્યાલ આપ્યો છે કે કેવી સામગ્રી તેની ચ પાસ તૈયાર કરવામાં આવે છે. આજે તો વિમાન પર ચઢે, અને પછી ઊતરીને લખે, તેના પર અંકુશ રહે નહિં. નવલઃ સાહિત્ય ગુજરાતીમાં ન હોય તો ગુજરાતી રાંડીરાંડ નહીં રહે. મેં ટેલરના વ્યાકરણમાંથી કાંઈ કહેવાનો વિચાર રાખ્યો હતો દક્ષિણ આફ્રિકા ગયો ત્યારે સાથે કેટલાંક ગુજરાતી પુસ્તકો ગયો હતો. તેમાં ટેલરનું ગુજરાતી વ્યાકરણ હતું. એ મને ગમ્યું હતું. હું શાસ્ત્રી તો નહીં જ પણ ગુજરાતી ભાષાનો પ્રેગ છું જ. એ વ્યાકરણ સુંદર હતું અને આ વખતે પણ તે પિ દિવસની અગાઉની રાતે—કતલની રાતે મેં વાંચવા કાઢ્યું હતું ખરું. પણ વંચાય શેનું? આજે સવારે પણ ઉઘાડ્યું. પણ કરવાનો વખત મળે ત્યારે ને? ચાર વાગ્યા સુધી તો મૌન હ પણ કોણ ગણકારે? ટેલરે એના વ્યાકરણને અંતે એક નિબંધ છે. એને હું ઉપગ્રન્થ કહું છું. એ મને યાદ રહી ગયો છે. ત્યમાં ન પડ્યા હોય તે ભાષાની પૂર્ણતા—અપૂર્ણતા ન જાણે. તો અંગ્રેજી જાણતા હોઈએ લેટિન જાણતા હોઈએ એના ગુજરાતીમાં ન મળે, એટલે ગુજરાતીને અધૂરી કહીએ. પણ એ નિબંધમાં છટાદાર કહે છે કે ગુજરાતી સંસ્કૃત ભાષાની તેને અધૂરી કોણ કહે? '**यथा भाषकस्तथा भाषा**' તેમ તો લખ્યું છે. દળદર ગુજરાતી ભાષાનું નથી પણ એ બોઃ દળદર ગુજરાતીમાં દેખાય છે. આજે કોઈને પૂછીએ કે ગુ ભાષામાં છે શું તો કહેશે કે નવલકથાઓ જ છે. આપણું એ નવલકથાઓથી નથી ધોવાવાનું. શામળભટ્ટની 'નંદબત્રીશી'જ તે પણ નવલકથા જ છે. થોડીક નંદબત્રીશીઓ વધવાથી કાંઈ થોડો જ ઉદ્ધાર થવાનો હતો?

## ગામડિયા માટે સાહિત્ય લખો

હું તો ગામડાંમાં પડેલો એટલે ગામડિયાની દષ્ટિએ મારી ભૂખ રજૂ કરું. મને તો ગામડાંમાં રહેનાર માટે અનેક જાતનાં પુસ્તકો જોઈએ છે. મારી એ ભૂખ તમે સાહિત્યકારો પૂરી પાડો. એવાં કોઈ પુસ્તકો લખાયાં હોય તો મને મોકલજો. મને કેટલાકો પુસ્તકો મોકલે છે. એક ખગોળવિદ્યાની બે ચોપડીઓ મને એક લેખકે મોકલી. એ ખગોળવિદ્યામાં શું છે? બનાવનાર આકાશમાં જુએ છે ખરા? ખગોળવિદ્યાનું પુસ્તક મેં મેટ્રિકમાં વાંચેલું પણ આકાશમાં જોવાનું કોઈએ કહેલું નહિ. પૃથ્વી ગોળ છે, તેનાં આઠેક કારણો મને ભણાવેલા, ચન્દ્રગ્રહણ કેમ થાય છે તે બતાવેલું. કાકા સાહેબ યરવડા જેલમાં રોજ આકાશ સામું જુએ અને મને હોંશ થાય. એ તો રહ્યા રસિક. મને થયું એ રોજ શું જોતા હશે? એમણે મને રસ ઉપજાવ્યો ને પુસ્તકો મગાવ્યાં પણ તે તો અંગ્રેજી હતાં. એક ધૂળ જેવું ગુજરાતી પુસ્તક મારી પાસે આવ્યું ખરું પણ એથી મારી ભૂખ કેમ ભાંગે? મેં કાકા સાહેબને કહ્યું કે ગુજરાતીમાં મૌલિક પુસ્તકો લખો. પણ તે તો ન લખી શકયા. શહેરીઓને તો આજે ખગોળનું મૂળભૂત જ્ઞાન પણ નથી: તે કરતાં ખેડૂતો વધુ જાણે છે. તેઓ સપ્તર્ષિ-ધ્રુવ વગેરેને તો બરોબર ઓળખે છે. એ ગામડિયા સમજે અને તેઓના જ્ઞાનમાં વધારો કરે તેવું મને પુસ્તક જોઈએ. પણ ખગોળ જવા દો. ભૂગોળ પણ એ લોકોને લાયકની આજે ક્યાં છે? સાચી વાત તો એ છે કે આપણે ગામડાંની દરકાર જ કરી નથી. આપણાં અન્નવસ્ત્રને માટે આપણે ગામડાં પર આધાર રાખીએ છીએ છતાં તેના શેઠ હોઈએ તેમ વર્તીએ છીએ. આપણે અહીં મોજ માણીએ છીએ; પણ આપણા ખરા આશ્રયદાતા તો એ ગામડિયા છે. ઘઉં, ચોખા, વગેરે કાંઈ શહેરમાં નથી થતું. તે તો ગામડાંમાંથી આવે છે. આપણે તો આશ્રિત છીએ; છતાં આજે ગામડાં આશ્રિત બન્યાં છે. આપણે તેમની જરૂરિયાતોનો વિચાર જ નથી કર્યો. તમે શહેરી પ્રજા માટે લખશો. તોપણ એ તો એવા નગુણા છે કે અંગ્રેજી જ વાંચશે!

પોતાની ભાષા છોડીને પરભાષા દ્વારા બધો વ્યવહાર ચલાવે એવો કોઈ કંગાળ મુલક છે કે? એટલે જ આપણો મુલક કંગાળ રહ્યો અને આપણી ભાષા રાંડીરાંડ રહી. અંગ્રેજીમાં તો, એક પુસ્તક ફ્રેંચ કે જર્મન ભાષામાં એવું ન હોય કે જે બહાર પડયું કે થોડી જ

વારમાં એનું અંગ્રેજી ભાષાન્તર ન થયું હોય. એટલું જ નહિ, ત્યાં તો બાળકોને માટે પણ ઉત્તમ પુસ્તકોના અઢળક સંક્ષેપો તૈયાર થાય છે. ડિકન્સને બચ્ચાંઓ વાંચી શકે? છતાં ત્યાં તો બચ્ચાંઓને માટે પણ ડિકન્સના ગ્રંથોમાંથી સરળ ભાષામાં સાહિત્ય આપવામાં આવે, જેથી બચપણથી ભાષાની રસિકતાનો ખ્યાલ તેને આવવા માંડે. મને બતાવો આવું ગુજરાતીમાં શું છે? જો હોય તો હું તેનાં ઓવારણાં લઉં. ૯૦ લાખમાં બેચાર માણસો નીકળે તો તેથી શું પ્રજાનું દળદર ફીટવાનું હતું? મારો તો આ સંબંધમાં ઠરાવ મૂકવા વિચાર હતો; પણ તે પડતો મૂક્યો. મારું કહેવાનું જે કોઈ સાહિત્યરસિકના હૃદયમાં સડેડાટ ઊતરી ગયું હશે તે કાંઈક કરશે. કોઈ ભાઈ-બહેન અથવા કોઈ વિદ્યાર્થી-વિદ્યાર્થિની સાહિત્યના ક્ષેત્રમાં ઝંપલાવવા માગતાં હોય તો તો શહેરીઓને માટે નહીં પણ ગામડાંની મૂક પ્રજાને ઉપયોગી થાય, તેવું સાહિત્ય તેઓ આપે. એ મૂક પ્રજાનો સ્વયંનિર્મિત પ્રતિનિધિ હું છું. તેમના તરફથી કહું છું કે એ ક્ષેત્રમાં ઝંપલાવો. તમે મનોરંજન વાર્તાઓ લખતા હશો, પણ તેથી તેમની બુદ્ધિ ઉપર પ્રભાવ નથી પડવાનો. અમારે ત્યાં ગ્રામસેવક વિદ્યાલય છે, તેના આચાર્યને મેં કહ્યું કે ઉદ્યોગો શીખવો અને તેના પહેલાં ઉદ્યોગોનાં ઓજારનો અભ્યાસ કરો. વાંસલાની રચના સમજો. તમે વાર્તાઓ લખશો કે પાઠ્ય પુસ્તકો લખશો, તેથી બુદ્ધિનો વિકાસ નહિ થાય. તમારી બુદ્ધિનો વિકાસ કરવો હોય તો ગ્રામ્ય સાધનોનો અભ્યાસ કરો, તેની ખૂબી અને ખામી સમજો, અને પછી તેને વિષે લખો. જેનું મગજ તાજું છે તેમને ગામડામાં નવું નવું જોવા જાણવાનું મળશે. ગામડામાં જતાં બુદ્ધિ કુંઠાઈ જાય એમ નથી. જે એવું કહે તેને હું કહીશ કે તે કુંઠાયલી બુદ્ધિ લઈને ત્યાં ગયા હશે, ખરી રીતે બુદ્ધિના વિકાસને માટે ક્ષેત્ર જ ગામડું છે, નગર નથી.

## સ્ત્રીઓની ફરિયાદ

કાલે મેં વિષયવિચારિણી સભા આગળ એક વાત કરી હતી તે અહીં કરું. મારા ઉપર જ્યોતિસંઘ તરફથી શ્રીમતી લીલાવતી દેસાઈનો કાગળ આવ્યો હતો. એ કાગળનું તાત્પર્ય તો બરોબર હતું, જો કે એની ભાષા મને ન ગમે એવી હતી. એનો ભાવાર્થ એ હતો કે સ્ત્રીઓને વિષે જે લખાય છે તે સ્ત્રીઓને કઠે છે. જ્યોતિ-

સંઘ અભણ સ્ત્રીઓને ગુજરાતી શીખવે છે. એ શીખવતાં તેની પાસે કાંઈક વાંચવું જોઈએ. આજનું સાહિત્ય વાંચીને તેમાં આવતાં સ્ત્રીઓનાં વર્ણન વિષે તેમણે મને લખ્યું હતું. આજના સાહિત્યમાં સ્ત્રીઓનાં જે વર્ણનો આવે છે તે વિકૃત છે. એ બહેનો અકળાઈને પૂછે છે કે અમને ઈશ્વરે ઘડી છે તે શું અમારાં શરીર તમે વર્ણવો એ માટે? અમે મરશું ત્યારે શું અમારાં શરીરમાં તમે વસાણાં ભરીને રાખવાના છો? અમે રાંધવા અને વાસણ માંજવા માટે સરજાયલી છીએ એમ પણ માની બેસવાની જરૂર નથી. મને એક માણસે 'મનુસ્મૃતિ'માંથી વીણીવીણીને કેટલાક શ્લોકો મોકલ્યા છે. સ્ત્રીને વિષે જેટલું ખરાબ કહી શકાય એ બધું એણે 'મનુસ્મૃતિ' માંથી કાઢયું છે. પણ સ્મૃતિમાં તો રત્નો પણ છે અને કાંકરા પણ છે. મિસ મેયોએ જેમ હિંદની ગટરોને જ હિંદ કહ્યું તેમ સ્મૃતિઓમાં સ્ત્રીઓને વિષે ખરાબમાં ખરાબ લખેલું ઘણુંય મળી આવે. એમ તો કેટલીક સ્ત્રીઓ પોતે પણ બાપડી કહે છે કે અમે અબળા, અમે અણઘડ, અમે ઢોર, તેથી શું સ્ત્રી માત્રને એ વર્ણન લાગુ પાડી શકાય? 'મનુસ્મૃતિ' માં કોકે એવા ભૂંડા શ્લોકો ઘુસાડેલા કેમ ન હોય?

હવે આ બહેનો પૂછે છે કે અમને આવાં સુંદર વર્ણનો આપીને છેતરે છે શા માટે? અમે છીએ એવી શા સારુ નથી ચીતરતા? અમે નથી રંભાઓ અને અપ્સરાઓ કે નથી અમે ગુલામડી દાસીઓ. અમે પણ તમારા જેવાં સ્વતંત્ર મનુષ્યો છીએ. શા માટે તમે અમને ઢીંગલી તરીકે વર્ણવો છો?

મને સ્ત્રીના વિષે લાગણી છે, મેં તે વિષે વિચાર્યું છે. આધુનિક પુસ્તકો એકકે એવાં નથી કે જે સાચી સ્ત્રીને વર્ણવતાં હોય! સ્ત્રીના શરીરના વર્ણન સાથે તમને શું નિસ્બત છે તે જાણી શકાતું નથી. પણ સ્ત્રીઓની પરાધીનતા કે સ્વરૂપ વિષે સાક્ષરો લખે અને સ્ત્રીઓ વાંચે તેની શી અસર થાય છે તે વિચારવાનું છે. શા માટે એને ઢીંગલી તરીકે ચીતરવામાં આવે છે? શા માટે એને માતા તરીકે નથી ચીતરવામાં આવતી? હું તો સ્ત્રીઓની વચ્ચે બેસનારો છું. એક કાળ એવો હતો કે જ્યારે મારી આગળ ઢગલો બહેનો રહેતી હતી. દક્ષિણ આફ્રિકામાં બધાં જેલમાં ગયાં ત્યારે ૬૦ કુટુંબોમાં હું જ એક બાપ થઈને બેઠો હતો. તે વેળા હું કાંઈ ૬૯ વર્ષનો ડોસો ન હતો, તે સ્ત્રીઓના ટોળામાં રંભા પણ હતી અને કુરૂપ પણ હતી, જુવા-

નોમાં ભામટાઓ પણ હતા. પણ કોઈની કોઈ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવાની હિંમત ન હતી. કોઈ અયોગ્ય કિસ્સા જ બન્યા હતા એમ મારું કહેવું નથી, એક કિસ્સાનું તો મેં વર્ણન આત્મકથામાં આપેલું છે. પણ સામાન્યરીતે કોઈની કોઈની સાથે છૂટ લેવાની કે કુદૃષ્ટિ કરવાની હિંમત નહોતી. એ અજ્ઞાન સ્ત્રીઓ હતી, અભણ હતી, પણ તેઓ જેલમાં જતાં શીખી અને ગઈ. એ કાંઈ અશિક્ષિત હોઈ બીજાનાથી દોરવાઈને જેલમાં ગઈ એમ નહતું.

એટલે હું તમને વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે તમે તેમને—સ્ત્રીઓને અશિક્ષિત ગણી તેમનો અવાજ કાઢી નહિ નાખતા. જ્યોતિસંઘની ૫૦ કે ૧૦૦ બહેનો માટે હું નથી બોલતો, પણ સ્ત્રીનું હાર્દ વિચારી બોલું છું. તે જો તમે સાંભળી શકતા હો તો આને માટે વિચાર કરજો. સાહિત્યની કલમ ઉઠાવો તો એ જ વિચારથી ઉઠાવજો કે સ્ત્રી એ મારી જનની છે. એ વિચાર કરીને તમે લખશો તો તમારી કલમમાંથી જે ઝરશે તે સ્ત્રી સુંદર આકાશમાંથી વર્ષા ઝરે છે તેમ ઝરશે અને પૃથ્વીરૂપી સ્ત્રીને ફળદ્રુપ બનાવશે. પણ આજે તો તમે એ બાપડી સ્ત્રીને શાંતિ આપવાને બદલે એનું મન ઉત્તેજવાને બદલે એને ધગાવી મૂકો છો. એનામાં કદી ન હોય તેવા વિકારો ઉત્પન્ન કરવા તમે કેમ પ્રયત્નો કરો છો? સાહિત્યના વર્ણન પ્રમાણે તેનું નાક, તેના કાન છે કે નહિ તે જોવા માટે તેને અરીસામાં જોવાને માટે તમે પ્રેરો છો. તેના હૃદયમાં આ જ વિચાર ઘૂમી રહ્યો હોય, તેથી તે ખીસામાં અરીસો રાખતી થાય છે. એને શા સારુ એમ મનમાં થાય કે મને વર્ણવી છે તેવી હું છું કે નહીં? આવાં વર્ણનો એ સાહિત્યનો અનિવાર્ય ભાગ છે શું? તમે ચીતરશો તો તેને વિકારી ન ચીતરશો. 'ઉપનિષદો,' 'બાઇબલ,' 'કુરાન'માં શું આવું વાંચવામાં આવે છે? તુલસીકૃત 'રામાયણ'માં આવું છે? શું એ મહાગ્રંથો સાહિત્ય નથી? કહે છે કે અંગ્રેજી ભાષા પોણા ભાગ 'બાઇબલ' અને પા ભાગ શેકસપીઅરની બનેલી છે. એ વિના અંગ્રેજી ક્યાં, કુરાન વિના અરબી ક્યાં અને તુલસી વિના હિંદી ક્યાં? પણ હજુ તમે વિચાર કરજો અને વિચાર કરતાં સાચું લાગે અને સૂઝે તો હજીય વિચારજો, ફરી વિચારજો, તમારા ખ્યાલ ફેરવવા પ્રયાસ કરજો, વિચાર કરતાં જો મારું કહેવું નિરર્થક લાગે તો મને માફી આપજો અને એને ફગાવી દેજો.



**શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી**

પ્રમુખ : ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

તેરમું અધિવેશન : કરાંચી

૧૯૩૭–૩૮

# શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીનું
# ભાષણ

ગુજરાતી સાહિત્ય પરિષદ સમ્મેલન

તેરમું અધિવેશન : કરાંચી

ડીસેમ્બર-જાન્યુઆરી : ૧૯૩૭-૩૮

# શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી

[ ઇ. સ. ૧૮૮૭ ]



પરિષદનું તેરમું સંમેલન બૃહદ્ ગુજરાતના એક સ્થાન સમા કરાંચીમાં મળ્યું હતું. એ સંમેલનનું પ્રમુખપદ શ્રીયુત મુનશીને વર્યું હતું.

ગુજરાતી સાહિત્ય પરિષદને બંધારણના ઝઘડામાંથી મુક્ત કરી સુસ્થિર બનાવવામાં અને એની જડતાને ખંખેરી નાખી એને સચેત અને કાર્યશીલ બનાવવામાં શ્રીયુત મુનશીએ જે જહેમત ઉઠાવી છે તે પરિષદના અહેવાલોનાં પાનામાં મોજૂદ જ છે. જ્યારથી એમણે પરિષદમાં પ્રવેશ કર્યો ત્યારથી એમના સ્વત્વની છાપ પરિષદ ઉપર પડી, એમના પ્રતાપથી પરિષદ તેજસ્વી બની. પરિષદને મહાગુજરાતમાંથી બૃહદ્ગુજરાતમાં એમણે સંક્રમણ કરાવ્યું. અને સમસ્ત હિન્દને સ્પર્શતા એક રાષ્ટ્રભાષા અને એક રાષ્ટ્રલિપિના જેવા પ્રશ્નોની વિચારણામાં પરિષદનો અધિકાર સ્વીકારાયો.

શ્રીયુત મુનશીની સાહિત્યસેવામાં વૈવિધ્ય છે, વિશાળતા છે અને સમૃદ્ધિ પણ છે. એ ગુજરાતના સર્વશ્રેષ્ઠ નવલકથાકાર છે એ તો સિદ્ધ સત્ય જ છે. પણ તે ઉપરાંત વિવેચન અને સંશોધનના ક્ષેત્રમાં પણ એમણે રસપૂર્વક પ્રવેશ કર્યો છે અને 'થોડાંક રસદર્શનો', 'નરસૈયો : ભક્ત હરિનો', 'ગુજરાત એન્ડ ઈટ્સ લિટરેચર', વગેરે ગુજરાતને આપ્યાં છે. ગુજરાતની સંસ્કૃતિ અને ગુજરાતની અસ્મિતાના એ પરમ ભક્તે ગુજરાતી સાહિત્ય પરિષદને વધારે વ્યાપક અને વધારે વિપુલ બનાવી. અખંડ ગુજરાતના આદ્યદ્રષ્ટા હેમચંદ્રાચાર્યનો એમણે પરિષદ સાથે યોગ સાધ્યો અને એમની પ્રેરણાથી પરિષદે પાટણની ભૂમિમાં હૈમ સારસ્વત સત્ર ઊજવ્યું.

પરિષદ સાથે અને પરિષદની સમગ્ર પ્રવૃત્તિઓ સાથે તદ્રૂપતાની સાધના એ શ્રીયુત મુનશીનું ખાસ લક્ષણ છે; અને આજે પણ એમના માર્ગદર્શન પ્રમાણે પરિષદ નિર્ભયતાથી પોતાનું કાર્ય આગળ ધપાવતી જાય છે.

નર્મદ અને કલાપી જેવા સંસ્મરણીય સાહિત્યકારોનાં સ્મારકોની એમણે પ્રેરણા આપી અને પરિષદે એ પ્રેરણાને કાર્યસ્વરૂપ આપ્યું.

શ્રીયુત મુનશી એટલે કાર્યવેગ અને પ્રગતિ. અને એમના પ્રમુખપદના કામ દરમ્યાન ગુજરાતી સાહિત્ય પરિષદે ખરે જ પ્રગતિ સિદ્ધ કરી પોતાના અસ્તિત્વનું અને પોતાના મહત્ત્વનું ભાન સમસ્ત ગુજરાતને અને ગુજરાતીઓને કરાવ્યું છે.



સત્કારમંડળના અધ્યક્ષ, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,

આજે આ સ્થાન સ્વીકારતાં હું સંકોચ અનુભવું છું. આ તો સાક્ષર શ્રી. ગોવર્ધનરામથી માંડી મહાત્મા ગાંધીજી સુધીના ગુજરાતી સાહિત્ય અને જીવનના ચક્રવતીઓનું સ્થાન છે, એટલે અહીં બેસતાં હું આજે અણુઅનુભવ્યો ક્ષોભ અનુભવું છું. મને મારી અશક્તિઓનું તીવ્ર ભાન થાય છે. પણ જે સ્નેહ અને વિશ્વાસથી તમે મને સર્વાનુમતે આ સ્થાન સારુ પસંદ કર્યો, તે જ માત્ર મારામાં આત્મશ્રદ્ધાનો સંચાર કરાવે છે અને તેના વડે જ તમે મને સોંપેલા વિકટ અધિકારને ન્યાય આપી શકવાની કૈંક આશા હું સેવું છું. અને તેને યોગ્ય નીવડું એ સિવાય મારા અંતરની બીજી ઇચ્છા નથી.

છેલ્લા પંદરેક વર્ષથી હું સાહિત્ય પરિષદ સાથે સંકળાયેલો રહ્યો છું. ઈ. સ. ૧૯૨૨થી સ્વ. સર રમણભાઈ, સ્વ. મટુભાઈ કાંટાવાળા અને ભાઈ હીરાલાલ પારેખના કહેવાથી મેં એમાં રસ લીધો છે અને લેવડાવ્યો છે. પણ મારી સેવાનું ક્ષેત્ર સારી રીતે બદલાયેલું હોઈ, ગયા જુલાઈમાં જ એ ભાર અન્યને સોંપવા મેં પરિષદનું ઉપપ્રમુખપદ છોડયું. પણ તમને, કરાંચીના ગુજરાતીઓને, જાણે એ ન રુચ્યું, અને આજે એ વર્ષને માટે તમે મને એની સાથે ફરી બાંધી દીધો છે.

કરાંચી મહાગુજરાતનું ગર્વભર્યું કેન્દ્ર છે. અહીં ગુજરાતના સીમાડાની બહાર વસ્યા છતાં તમારા હૃદયમાં ગુજરાત માટે માન છે, તેના સાહિત્ય માટે આદર છે, તેની વિશિષ્ટતા માટે પ્રેમ અને ગૌરવ છે. અહીં રહ્યાં રહ્યાં પણ તમારી નજર ગિરિરાજ ગિરનાર

